

# ગુજરાત

અને

# વોહરા કોમ.

રચી અને છપાવી પ્રસિદ્ધ કર્તા,

એમ. એ. દાખલી,

" સેવક " રાંદેરી.

ઠે. અહમદ મન્ઝીલ, તાડવાડા, મુ૦ રાંદેર.



કીં૦ રૂ૦ ૧-૮-૦

૧૩૦૨૧

# અશુધ્ધ પત્રિકા

અને

# મારી એક ટુંક વિનંતી.

આ મારી લઘુ પુસ્તકમાં મારી તેમજ મુદ્રકની ગફલતી થી જે ભુલચુકો રહેવા પામેલી છે. તે માટે વાંચનાર સાહેબ દરગુજર કરતા તસ્દી લઇ સદરહુ અશુધ્ધ અને શુધ્ધ પત્રિકામાં જોઇને તે ભુલચુકને સુધારી લેશો જ્યાં જ્યાં અશુધ્ધ શબ્દ લખાઇ ગએલા છે ત્યાં લાલ લિપિથી નીશાની કરી દેવામાં આવેલી છે

| અશુધ્ધ શબ્દો. | પૃષ્ઠ. | શુધ્ધ શબ્દો. | લિપિ. |
|---|---|---|---|
| પસંદ | ૪ | પસંદ | ૧ |
| મરા | ૪ | મરણ | ૪ |
| બાતમા | ૪ | બાબતમાં | ૨૩ |
| તેમજ | ૫ | તેમજ | ૬ |
| મુસલમાનો | ૫ | મુસલમાનો | ૨૪ |
| મુરાજમર | ૬ | મુરા જેમર | ૧૯ |
| પાસે | ૭ | પાશે | ૧ |
| રેહઓ | ૭ | રેહશો | ૫ |
| એજ | ૭ | એને | ૮ |
| ખુદાપાક | ૭ | ખુદાપાકે | ૯ |
| કુલાણુ | ૭ | ફૂલાણુ | ૧૦ |
| હશો | ૭ | હું | ૧૮ |
| લખી જણાવીજ | ૭ | જણાવું છું | ૧૮ |
| કયા | ૮ | ક્યાં | ૭ |
| તેમુજ | ૮ | તે મુજબ | ૧૯ |
| હેરવેલ | ૮ | હેરવેલી | ૨૧ |
| પ્રસંગેપોત | ૯ | પ્રસંગોપાત | ૧ |
| હમોએ | ૯ | હું | ૨૦ |

| અશુદ્ધ શબ્દો. | પૃષ્ઠ. | શુધ્ધ શબ્દો. | લિપિ. |
|---|---|---|---|
| જણાવેલું છે .... | .... ૯ | લખી ગયો છું ... | ...૨૧ |
| પ્રરંતુ ... | ....૧૦ | પરંતુ .... | ... ૪ |
| બેસાડતો ... | ....૧૨ | બેસાડશો .... | ...૧૪ |
| કે ... | ...૧૨ | કેમ .... | ....૨૬ |
| વગેરાતો .... | ....૧૪ | વગેરાનો .... | ....૧૦ |
| સદાગુણો .... | ...૧૪ | સદ્‌ગુણો ... | ...૧૯ |
| સદ્‌ચારી .... | ....૧૪ | સદાચારી ... | ....૨૦ |
| લગતે .... | ....૧૬ | લગતો .... | |
| મુકતાર .... | ....૧૬ | મુકનાર .... | ....૧૪ |
| લખા મુજપર ... | ....૧૬ | લખા મુજબ ... | ...૨૨ |
| બાતેમ ... | ....૧૭ | બાતેલ .... | ....૧૯ |
| ધમ .... | ....૧૯ | ધર્મ .... | ...૧૯ |
| શકે જો .... | .... | શકે તો ... | ....૨૪ |
| મુસલમાનો ઉપર મુકાબલો દોષ .... | ...૨૧ | મુસલમાનો ઉપર મુકાયલો દોષ | |
| તેપા ... | ...૨૨ | તેના .... | ... ૩ |
| કતુતો ... | ....૨૨ | કરતુતો .... | ....૧૯ |
| છેડી .... | ....૨૩ | છોડી ... | ....૧૬ |
| હમોએ .... | ....૨૫ | હું લખી ગયો છું | ૪ |
| હમોએ .... | ....૨૫ | હું પણ .... | ...૧૦ |
| છેટે ... | ....૨૫ | છેવટે .... | ..૨૦ |
| હમોએ ... | ....૨૬ | હું નંબર ૩ થી ૭ સુધી | ...૨૦ |
| તરીકે .... | ....૩૧ | તરીકો ... | ...૧૮ |
| હમારી .... | ...૩૧ | મારી ... | ..૨૫ |
| દેખાતી ... | ...૩૨ | દેખીતી ... | ...૨૦ |
| જર્યાં ... | ...૩૪ | જ્યાં ... | ..૧૧ |
| કરશો તા ... | ...૩૬ | કરશો તો ... | ...૨૧ |
| હમારી .... | ....૩૮ | મારી કોમના ... | ...૧૮ |
| મુશરફ ... | ...૪૩ | મુશાર્રફ ... | ...૧૩ |

| અશુધ્ધ શબ્દો. | પૃષ્ઠ. | શુધ્ધ શબ્દો. | લિપિ. |
|---|---|---|---|
| દીધ … | …૪૫ | દીધા …. | …૨૧ |
| ભતના …. | …૪૭ | અહલે બેતના … | …૧૩ |
| તે માટેજ કાંઇ | …૪૮ | તે માટે જે કાંઇ | … ૪ |
| પૃષ્ટ પાને ૫૦ મે | | | |
| નોટ લિપિ ૧૧ મી જુવો | | | |
| ઇસતેહરાજ … | | ઇસતિદરાજ …. | |
| નોટ પાને ૫૧ મે જુવો | | | |
| કુવાવ … | | કુવો … | |
| નોટ પાને ૫૪ મે જુવો | | | |
| ફકીર … | | ફકીહ … | |
| હમો … | … ૫૬ | હુ … | … ૧૫ |
| તફસી … | … ૬૪ | તફસીર … | … ૫ |
| ઇધર … | … ૬૫ | ઉધર … | … ૩ |
| તમારો … | … ૬૬ | તમારા … | … ૫ |
| તાબેદાર … | … ૬૬ | તાબેદારો … | … ૫ |
| તેમાજ … | … ૬૭ | તેમજ … | … ૪ |
| મુશરફ … | … ૬૭ | મુશર્રરફ … | … ૨૨ |
| હમો આગલ જઇને લખી જણા- વશું … | … ૬૭ | હું આગળ જઇ ને લખી જણાવીશ … | ૨૩ ૨૪ |
| મુશરફ … | … ૬૮ | મુશર્રરફ … | … ૨ |
| લખી જણાવશું … | … ૬૮ | લખી જણાવીશ … | … ૩ |
| હમો … | … ૬૮ | હું …. | … ૧૬ |
| લખી જણાવીએ છીએ | | લખી જણાવું છું | … ૧૭ |
| મુતિઓ … | … ૬૯ | મુર્તિઓ … | … ૧૪ |
| મુશરફ … | … ૭૧ | મુશર્રરફ … | … ૧૫ |
| કોમ લોકોને … | … ૭૨ | કોમના લોકોને …. | … ૪ |
| શેખ સાહેબનો … | … ૭૨ | શેખ સાહેબની … | … ૧૬ |
| ખાનખાનની … | … ૭૨ | ખાન ખાનાન … | … ૧૯ |
| પાઘડી ઉતરી … | … ૭૨ | પાઘડી ઉતારી … | … ૨૨ |
| તેજો મય … | … ૭૩ | તેજોમય … | … ૧૩ |
| જુદા આગળ … | … ૭૩ | જુદા આગળ … | … ૧૯ |
| હમો … | … ૭૪ | હું લખી જણાવીશ | … ૭ |
| બાબતો … | … ૭૪ | | |
| આનાર્યા …. | … ૭૫ | અનાર્યા … | … ૧ |
| આનાર્યા … | … ૭૫ | અનાર્યા … | … ૩ |

| અશુદ્ધ શબ્દો. | પૃષ્ઠ. | શુદ્ધ શબ્દો. | પંક્તિ. |
|---|---|---|---|
| આર્યોએ | ૭૬ | આર્યોઓ | ૯ |
| શિંધુ | ૭૬ | સિંધુ | ૧૪ |
| તેઆમાંના | ૭૭ | તેઓમાંના | ૬ |
| ભારતખંડ | ૭૭ | ભરતખંડ | ૧૭ |
| રાજ્યનિ | ૭૭ | રાજ્યનિતિ અને | ૨૫ |
| ભારતખંડ | ૭૮ | ભરતખંડ | ૬ |
| તર્યો નહી | ૭૮ | કર્યો નહી | ૨૩ |
| સામાયજન | ૭૯ | સામાન્ય | ૧૩ |
| થય ગયો | ૭૯ | થઇ ગયો | ૨૯ |
| રાજકર્તાઓ | ૮૦ | રાજકર્તાઓ | ૬ |
| થયું | ૮૦ | થયું હતુ | ૧૫ |
| જણાવીએ | ૮૯ | લખી જણાવું છું | ૨૭ |
| સ્પસ્ટ | ૯૦ | સ્પષ્ટ | ૧૨ |
| કોઇ | ૯૦ | હોય | ૧૩ |
| એમા | ૯૦ | અમો કોઇ પ્રકારની | ૧૩ |
| ભિન્ત | ૯૨ | ભિન્ન ધર્મિ | ૭ |
| રિયાસ્ત | ૯૨ | રિયાસત | ૧૦ |
| લખખોના | ૯૨ | લેખકોના | ૧૩ |
| કરા પછી | ૯૨ | કર્વા પછી | ૧૪ |
| બીક આવીને કે | ૯૫ | બીકલ.ગીકે | ૩ |
| મિંધ | ૯૬ | સિંધ | ૨૧ |
| તએ તગઇન | ૧૦૨ | તએ તાબેઇન | ૯ |
| બાદશાઓ | ૧૦૬ | બાદશાહો | ૫ |
| પ્રત.બે | ૧૦૬ | પ્રતાપે | ૧૩ |
| કુટુંનિનો | ૧૦૭ | કુટુંબીનો | ૧૧ |
| ખેડુતની | ૧૧૦ | ખેડુતનુ | ૧ |
| અતજ | ૧૧૦ | આતેજ દાણા છે | ૧૭ |
| (અક્ષર) | ૧૧૦ | (અ૦ સ૦ વ૦) | ૨૬ |
| ઝગામ | ૧૧૦ | ઝમીન | ૨૬ |
| અસમાન | ૧૧૦ | આસમાન | ૨૮ |
| ટાકી | ૧૧૧ | ટાંકી | ૧૭ |
| હજરદાદી | ૧૧૧ | હજરત દાદી | ૨૫ |
| અ:મ | ૧૧૨ | આદમ | ૧ |
| હમારી | ૧૧૨ | મારી | ૧૦ |
| જણાવીશું | ૧૧૨ | જણાવીશ | ૧૧ |
| બધુ | ૧૩૬ | બધુ | ૧૧ |
| સરથા | ૧૩૨ | સંસ્થા | ૨૦ |

# ૭૮૬



## પ્રસ્તાવનાનું સાકળયું.



### પ્રકરણ ૧ લા નું સાકળયું.

## પ્રકરણ ૨ જા નું સાંકળીયું.

૭૮૬



# ગુજરાત પ્રાંતના સુન્ની

તથા

# શીઆ વોહરાઓનું ઇતિહાસિક વર્ણન.


રચી અને છપાવી પ્રસિદ્ધ કર્તા,

મોહંમદ આરેફ દાખલી સેવક રાંદેરી,

ઠે૦ તાડવાડા અહમર મનઝિલ

મુ૦ રાંદેર (જીલ્લા સુરત.)



હીજરી ૧૩૪૪) (સ. ૧૯૨૫

આવૃતિ પહેલી નકલ ૧૦૦૦

સુરત, ખરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીંમત રૂ૦ ૧-૦-૦

## "જાણુવા જોગ ઘણીજ અગત્યની સુચના."

માનવંતા પુસ્તકોના વાંચક વર્ગો તમો સાહેબોને જાણવું જોઇએ કે દરેક પુસ્તક વાંચવા પ્રથમ પછી તે કોઇપણ કળા વિષેની લખાએલી કેમ ન હોય તેનો દીબાચો અથવા પ્રસ્તાવના સર્વથી પહેલાં વાંચવાની મોટી જરૂરત છે, કારણ કે દીબાચામાં ઘણું કરીને પુસ્તકના રચનાર તરફથી પુસ્તકમાં લખેલાં કેટલાક શબ્દો અથવા બાબ્તો એવી હોય છે કે તેની સમજુતી માટેના ખુલાસા તેમજ પરિભાષાના શબ્દો ઇત્યાદિ બાબ્તો દીબાચામાં લખી જણાવેલી હોય છે માટે દીબાચાને શરૂથી કે છેવટ સુધી વાંચી જવાની ઘણી મોટી અગત્ય છે જે સાહેબો દીબાચો નહી વાંચતા તેવા સાહેબો પુસ્તકમાં કેટલીક લખેલી બાબતોથી અંજાણ રહી જાય છે જેથી સંપુર્ણ હકીકત જાણમાં નહી આવત્રાથી પોતાની ભુલ નહી જોતા પુસ્તક રચનાર ઉપર ટીકા કરવા લાગી જાય છે માટે મારા આ પુસ્તકના વાંચક વર્ગોને હું ભલામણ કરૂં છુ કે મારા આ પુસતકનો દીબાચો શરૂથી કે છેવટ સુધી જરૂર વાંચી લેવો નહી વાંચસો તો હમારા લખાણનો ખુલાસો સમજી શકસો નહી.





# પ્રસ્તાવના.



## બનામે ખુદા.

તે પરમ કૃપાળુ દયાનિધાન ખુદાવન્દ તઆલાના પવિત્ર નામથી મારા આ, અહના પુસ્તકના લખાણની શરૂઆત કરૂં છું કે જે પાક પરવર દીગાર માત્ર પોતાના કૃપા સમુદ્રથી મને અને મારા સ્વજ્ઞાતિ બંધુઓને પોતાના અનુમોદન ધર્મ ઇસ્લામના કબુલ રાખનાર પંથ અહલે સુન્નત વલ જમા-

ઉપોદ્ઘાત.

અતના ટોલામા જનમાવીને તેના ખાસ પસંદ દીદા પ્રિય અને વહાલા હબીબે પાક ।મદે મુસ્તુફા મોહંમદે મુસ્તુફા (સ૦ અ૦ વ૦) ની ત થવાનું માન પણ ઇનાયત કર્યું જેને માટે કે ।મેશી ઉમમતના નબીઓ આશા રાખતા હતા ઓ હેવાહ પાક તુ તારા કૃપા સાગરથી મને અને મારી કોમના ર્ય સ્વજ્ઞાતિ ભાઇઓને તેમજ આખી જગતના બધા અહલે

સુન્નત વલ જમાતના મોમીન મુસલમાન ભાઈઓને તારા પસંદ- કીદા પવિત્ર દીન ઇસ્લામ અને તારા પ્યારા હબીબની સુન્નત ઉપર નિત્ય અને સર્વદા સાબિત કદમ રાખજો અને હમારૂં મરણ તેમજ મરા પછીનું સજીવન થાવું પણ પવિત્ર ઇસ્લામના ધર્મ ઉપર કરજો એવી મુજ નાચીજ બન્દા ગંદાની તારી પવિત્ર બુઝુર્ગ વાલી દરગાહમાં યાચના છે. આમીન.

આશિર્વાદ.

તે પછી દોરૂદ અને સલામ થાઓ અગણીત તારા પ્યારા હબીબ મોહંમદ પેગમબર (સ૦ અ૦ વ૦) ઉપર અને તેવણુની આલ ઓલાદ ઉપર તેમજ તેવણુના સહાબા (રદી૦ અ૦) ઉપર તેમજ બુઝુર્ગોને દીન (રહ) ઉપર કે જેઓએ આપની સુન્નત ઉપર સાબેત કદમ રહીને તારા પવિત્ર ધર્મ ઇસલામની સેવાઓ બજાવી અને તેને ફેલાવવા માટે મહાન કોસીસો કીધી.

ઇસ્લામ ધર્મને એક સરખો હક.

૩-અમ્મા બાદ એટલે તે પછી વાચક વર્ગના સોહબો ઉપર રોશન થાય જે ઇસ્લામ ધર્મમા ખુદા પાક તરફથી જે કુટી કુટીને ન્યાય ભરી દેવામાં આવેલો છે એવો ન્યાય આખી જગતના જુદા જુદા ધર્મમાંથી કોઇપણ ધર્મ એવો જુવામાં આવશે નહિ એજ ઇસ્લામ ધર્મનો સચ્ચાઇ ભરેલો ખુબીવાલો દાવો છે. ઇસ્લામની ખુબીઓમાંથી એક ખુબી આ પણ છે કે ધર્મ સંબંધી બાબતમાં આખી જગતના લોકો એટલે મુસલમાનોનું એકજ સરખુ હક છે ઇસલામ ધર્મમા મુસલમાનપણા હોવામાં નીચે ઉચ નથી એક મુસલમાન સુર્યદય દેશનો રહેનારો હોય અને બીજો સુર્યાસ્ત દેશનો રહેનારો હોય બન્ને જણ એક બીજાના ધર્મ સંબંધી બાબ્તોમાં સગા ભાઇ સમાન છે ખાવા પીવામાં લેવણ દેવણમા તેમજ ધર્મની ક્રિયાઓ કરવામાં અને ઇત્યાદિ

ઘણી બાબ્તોમા અરસ પરસ એક સરખો હક પોત પોતામાં ધરાવે છે. એક મોટામા મોટો ચક્રવર્તિ રાજા તેમજ મહાત્મા વિદ્વાન આ બન્ને પદવિના જણો સાથે એક અધમતા અધમ મુસલમાનને મસજીદમા પાચ વખતની ધર્મ ક્રિયા કરતી વખતે એક સાથે મળીને ઉભા રેવાનો તથા બેસવાનો એક સરખોજ હક છે એક બીજાની સાથે ઉભા રેવામા નકાર કરી શકતા નથી એક બીજાને અરસ પરસ પોત પોતાની ઇચ્છાથી માન આપવા ની ખાતરથી પોતાની જગ્યાનુ હક આપે તો તેને માટે પણ મનાઇ નથી આપી શકે છે તેમજ એક બીજામાં સગાઈ કરવા માટે ની પણ છુટ આપવાંમાં આવેલી છે. અને તેના નિયમો આ દુન્યાની રૂઢી મુજબ સહેલા થઇ પડે તે માટે કરી બાંધી દીધા છે. ? ?

૪—જેનુ ખુલાસાવાર વર્ણન આગળ આવશે પરંતુ દરેક બાબ્ત વિષેના બે પાસા હોય છે તે પ્રત્યે વાંચનાર સાહેબો આપણને ઉપલા લખાણ વિષે કરી એના બીજા પાસાનું અવલોકન કરવાની પણ મોટી જરૂરત છે તો તે વિષે જાણવાનું એ છે કે પ્રસંગોપાત

સરખામણીનું બીજુ પાસું

ઉત્પન્ન થતી રૂઢીઓ માટે ઇસ્લામીઓને કેટલાક વાજબી સરના કાર્યો કરવાને જે હકો દેવામાં આવેલા છે. જેનાથી કરી સંકટ અથવા અડચણ સરખું થઇ પડે નહિ તે માટે કરી તેનું ખુબી ભરેલું બંધાણ પણ શરીઅતના તરફથી કરી દેવામાં આવેલું છે. તે શું....મહાત્મયની (ફઝીલતની) પદવી યાને ખુદાવન્દ તાઆલાએ જેવી રીતે તેની કૃપાથી આખીજ જગતના વસવાટ કરતા મુસલમાનોને ધર્મ સંબંધી બાબતોમા એક સરખો હક આપ્યો છે તેવીજ રીતે ન્યાયની રૂએ મનુષ્ય જાતિમા અરસપરસ એક બીજાની લાયકતા મુજબ મહાત્મયના હકો ઠેરવી દીધેલા છે અને આવા ઠેરવેલા હકોને

દુન્યાના જ્ઞાનવાદિઓ તેમજ અકકલમનદોએ સર્વાનુમતે માન્યતા કરી લીધી છે. ?

૫-મહાત્મય વિષેનું જે બયાન કુરઆન શરીફમાં આવેલું

મહાત્મયનું વર્ણન

છે તેને લગતી જુદી જુદી આયતોનો માત્ર તરજુમો નકલ કરી દેશું કારણકે આયતો લખવાથી બેઅદબી થાય છે માટે તરજુમો લખી દેવો બેહતર છે પરંતુ હમો સાથે કયો પારો અને કઇ સુરા છે તે પણ લખી જણાવીશું ?

માહાત્મય એટલે ફઝીલત વિષેનુ બયાન કુરઆન શરીફમાં જુદે જુદે સ્થળે આવેલું છે વળી સામાન્ય પ્રજાના લોકોવત રોક ખુદા વન્દ તાઆલાએ તેના પેગમ બરો વિષે કરી એક બીજા ઉપર જે ફઝીવત આપેલી છે તેનું પણ બયાન કરી દીધેલુ છે આ ઉપરથી સિધ્ધ થાય છે કે ફઝીલત પણામા જે વધ ઘટતી બાબ્તનો સમાવેસ છે તે ખુબીથી ખાલી નથી.

સ્થલ ૧ લું-હમોએ હમારા રસુલોમાથી કેટલાં કોને એક બીજા ઉપર મહાત્મયનો સરસાઇ ભરેલો પદ આપ્યો છે તેઓ માના કેટલાકો સાથે ખુદાપાકે વાત કરી છે જુવો ત્રીજાપારાની શરૂ આતમાં.

સ્થલ ૨ જુ-શું એક જાણકારા વિદ્વાન અને એક અભણ માણસબન્ને એક સરખા છે....કદી નહી, પારો ૨૩, મો સુરાજમર

સ્થલ ૩ જુ-હજરત આદમ (અ૦ સ૦)ને ફરિસ્તાઓ ઉપર જે ફઝીલત દેવામાં આવી તે વિષેનું બયાન સુરા બકર પારો (૧) લો ચોથો રૂક;

સ્થલ ૪ થુ-હમોએ આદમની ઓલાદને (બીજા દરેક પ્રાણીઓ ઉપર) મહાત્મયનો પદ આપ્યો અને કીર્તિ આપી અને ક્તિ જળમય તેમજ સુકાસ્થલ ઉપર સવારીઓ આપી તેમજ સવાદિસ્ત ખાણાઓની વસ્તુઓ આપી તેમજ હમોએ હમારી ઉત્તમ

મખલુક ઉપર ફઝીલત આપી પાસે (૧૫)મો સુરા બનીઇ સરાઈલ રૂક ૭ મો.

સ્થળ ૫ મું—તમો કબીરા ગુનાહોથી વેગળે રહો જેને માટે તમો ને મનાઇ કવવામાં આવેલી છે. અને તેનથી વેગળે રહી બચતા રહે ઓ તો તમારા (નાના) ગુનાઓથી દર ગુજર કરશું એટલે માફી બક્ષીશું અને તમોને સવર્ગમાં દાખેલ કરી દેશું તેમજ તમો કોઇપણ એવી બાબ્ત વિષે કરી ઇચ્છા નહી રાખો કે જે માટે કરીને ખુદા પાકે એક બીજા ઉપર એક બીજાને ફઝીલત ની તમારા મા સરસાઇ આપેલી છે. ખુલાસો એજ ખુદા પાંક તેના બંદા ઓને જે એક બીજા ઉપર એક બીજાને જે સરસાઇ આપેલી છે. તે માટે કરી ઇચ્છા રાખો કે ફુલાણા ને માન મળ્યું મને કેમ નહિ એમા એક પ્રકારની અદેખાઇ ઉત્પન્ન થાય છે માટે એવી ઇચ્છા નહી રાખવી ખુદા જેને ચાહે તેને ઇજજત આબરૂ આપે એમા તેની ગુપ્ત હીકમતો છે. સુરાનીસા આયત ૩૦મી તથા ૩૧મી મજકુર સુરાની ૩૪મી આયતમા સ્રીઓ ઉપર પુરૂષોને જેફઝીલત આપેલી છે. તેનું પણ બયાન છે. ઉપલી બાબતોને આપણી સીધી સાદી સમજ શકિત માટે કરીને હમો એક દાખલો લખી જણાવી એજ જેથી ઘણી સેહલાઇથી ફઝિલતની બાબ્ત સમજવા આવી જશે ??

“જાણવું જોઇ એકે એકરાજા અથવા મહારાજા ના પ્રધાન મંડળથી લઇને કે એક પછી એક રાજાના અમલદારોમાં ચઢતી ઉતરતી પદવીના અમલદારો હોય છે એબધા રાજાના પગારદાર નોકર હોય છે. અને કાયદાની રૂએ રાજકારો બારના બધા અમલદારો નોકર તરીકેજ ગણાય અમલદારોમાંથી કોને નોકરી મા રાખવું અને કોને નહી રાખવું એ બધું રાજાની ઇચ્છા ઉપર છે તો રાજ મેહેલનો અથવા પ્રજાનું મેલુ સાફ કરવા માટે રાજ તરફથી રાખવાંમાં આવેલો ભંગી અથવા ભંગીઓ પણ

રાજના નોકર તરીકેજ ગણાય જેવી રીતે રાજના બીજા અમલદાર ને રાજ તરફથી પગાર મલે છે તેવીજ રીતે ભંગીને પણ રાજ તરફથી પગાર મલે છે તેવીજ રીતે ભંગીને પણ રાજ તરફથી પગાર મલે છે આબાબત વિષે કરી કોઇ પણ નકાર કરી શકતુ નથી પરંતુ એક મોટા દીવાન અને પ્રધાનની પદવિમા અને ભંગી જેવા અધમાઅધમ રાજ નોકરની પદવિમા ઝમીન અને આસમાન જેટલો તફાવત હોય છે. કયા દીવાન અને કયા ભંગી પણ નોકર પણામા તો બધા નોકરજ કેહવાય તેમજ રાજા અથવા મહારાજા હોવા પણામા મહારાજા સાહેબ દરેકના મહારાજા કેહવાશે દરેક અમલદાર શ્રી મહારાજાના નામથી જપો કારશે તેમ અધમા અધમ ભંગી પણ રાજાને શ્રી મહારાજા કરીનેજ પોકારશે જ્યારે ભંગીને સવાલ કરવામાં આવે કે તું કોનો ભંગી છે તો તે તેજ વખતે જવાબમાં કેહશે કે હુ શ્રી મહારાજા સાહેબના મહેલનો અથવા રાજનો ભંગી છું આઉપરથી સિદ્ધ થઇ ગયુ કે ખુદા વન્દ તાઆલાના બંદા હોવા પણામાં દરેક જણનો હક એક સરખોજ છે તેમજ ખુદાવન્દ તાઆલાને બધા તેના બંદાઓ ખુદાજ કરીને પોકારશે ખુદાવન્દ તાઆલાને ખુદા કહેવામાં સૌવનું એક સરખુજ હક છે પરંતુ હમોએ આગળ જે કુરઆન શરીફની આયતો લખી જણાવી તેમુજ ખુદાવન્દ તાઆલાએ તેના બંદાઓમાથી દરેક જણને તેની લાયકના મુજબ પદ્વીઓ ઇનાયત કરેલી છે તેજ મુજબ તે માણસની અથવા કોમની અથવા વંસજોની ફઝીલત ગણાશે તે પછી તે કોઇપણ સમાજમાથી હોય રાજ સમાજમાથી અથવા વિદ્વાન સમાજમાથી ધર્મ ગુરૂ સમાજમાથી અથવા સામાન્ય પ્રજા તથા ખાસ પ્રજા સમાજમાથી હોય ગમે તેમાથી હોય વિવેક શાસ્ત્રના નિયમના નિયમતી કાયદાઓ મુજબ જે મહાત્મયની પદવીઓ ઠેરવેલાં છે તેમજ શરીઅતના તરફથી જે જે માણસો માટે પદવી ઓઠેરવેલી છે તેજ મુજબ દરેક જણનું મહાત્મય માન ગણાશે?

આપણો પ્રસંગપોત્ત અનુભવ પણ એજ બાબ્ત સાબેત કરી બતાવે છે કે મનુષ્ય જાતિના સ્વભાવો બધાના એક સરખા નથી દરેક ના સ્વભાવો વર્તણુકો આદતો રૂઢીઓ ઇત્યાદી બાબ્તો એક સરખી નથી વિધવાન સમાજમા પણ તમો જોસોતે બધા વિધવાનો ની સમજ સકિત એક સરખી નથી એવીજ રીતે તના દરેક સમાજના લોકોમા વીચાર કરશો તો વધ ઘટ નજરે આવશે તો તે ઉપરથી પણ સ્વભાવિક દરેક જણને મહાત્મયની પદવી વધ ઘટ દેવાની જરૂરત પડશે જો એમ નહી કરવામાં આવે તો તે અન્યાય અને અવિવેક પણ કહેવાય ??

"હાલમાં એટલે આ સુધરેલા કાળમાં ઇંગ્રેજી ભણેલા કેટલાક આપણા દેશી ભાઇઓમા એક પ્રકારનો ઘેલા પણાનો પવન ફુકાયલો છે કે મનુંષ્ય જાતિમા આખી જગતના રહેનાર મનુષયોમા દરેક પ્રકારના લોકો એક સરખોહક ધરાવે છે નીચ ઉચની પદવી નથી વળી નીચ ઉચની પદવીની શી જરૂરત છે ઢેડ ભંગી ચમાર ઇંત્યાદિ વર્ણના લોક અને બીજા સર્વે વર્ણના લોકો એકસર ખાજ છે તેઓથી છુત છાત સામાટે કરવું જોઇએ આપણે બધા મનુંષ્ય જાતી એક સરખા છીએજ તે પ્રત્યે દરેક જાતી વર્ગના લોકોનો એક બીજાની સાથે છુત છાત રાખવાની જરૂરત નથી એમ કરવું એક પ્રકારનુ જંગલી પણું છે. ?

સરખામણીનો મુળ હેતું શું

૯–વાચકવર્ગના સાહેબો હમોએ મહાત્મય વિષેનુ જે લખાણુ આગલ લખી જણાવેલુ છે તે ઉપરથી કેટલીક બાબતો તો આપના સમજમા આવી ગઇ હશે પ્રથમ સરખાપણું એટલે શું અને મુળ તેના અર્થ ત્થા હેતુઓ શું તે જાણવાની જરૂરત છે જો તેની જાણ સંપુર્ણ રીતે થઇ જાય તો પછી આપણા આ નવી રોશનીના કેટલાક

સુધરેલા મીસટરો જન્ટલમેનો ઉપર લખી જણાવેલા મજકુર મતો દર્શાવવાને હીમ મત કરશે નહી એવણ સાહેબો પોતાના વતરીકે બીજા ઇંગ્રેજીથી અભણ રહેલા સાહેબોને જંગલી તથા મુર્ખા સમાન સમજે છે પ્રરતુ એવા સાહેબો માટે ઉદાહરણ રીતે એક દંત કથા લખી જણાવુ છું એક ગામડામા કણબી ખેડુતને ત્યાં કુત્રોપાળેલો હતો તે નિત્ય જ્યારે કણબી ગાડુ જોડીને ખેતરે જાય ત્યારે કુતરો ગાડાના નીચલા ભાગના માહે ભરાયને ;ગાડા સાથે ચાલ્યા કરે અને પોતાના મનમા એમ સમજેકે આ ગાડુ હુજ ચલાવું છું તે મારા ધણી ખેડુતની સેવાબજાવી રહયો છું લાબી મુદદતે ખેડુતને એક દીવસ કંઇ કામસર પોતાના ગામથી બીજે ગામ જવાનું હતુ ખેડુતે ગાડુ જોડ વા પછી હમેશા મુજબ કુત્રો પણ ગાડાને નીચે ભરાઇ ગાડા સાથે ચાલવા લગ્યો થોડેક દુર જવા પછી ખેતરે જવાની ધરેડ બદલાઇ ગઇ અને ખેડુતને જે ગામ જવાનું હતું તે ગામ જવાની ધરેડમા ગાડુ ફેરવી ગાડુ હાકવા લાગ્યો આ નવી ધરેડના વચલા ભાગમાં એક મોટો ખાડો થઇ ગએલો હતો પરંતુ તે વચલા ભાગમાં હોવાને લીધી કરી તે જગ્યાએથી બળદયા તથા ગાડુ ચાલુ જાય તેને અડચણ જેવું નહી હોવાને લીધે ખેડુતો તે તરફ લક્ષ નહી આપતા હતા. કુતરાને નવી ધરેડમાં આ પ્રમાણે ખાડો છે તે વિષેની લેશ માત્ર પણ ખબર નહી હતી તેતો લાભોમમા હમેશા મુજબ ઉંચુ જોઇ ચાલ્યા કરતો હતો જ્યારે ગાડુ પેલા ખાડા પાસે પોહચી ગયું તો કુતરો જેવો અંજાણપણામાં આગળ વધે છે કે તેવોજ ધમ દેશી ખાડામાં પડયો ગાડાના ખડખડાતમાં આ બાબત ખેડુતને જાણમા આવી નહી કે કુત્રો આપરમાહી ખાડામાપડી ગયો તેતો આગલ વધતોને વધતો ચાલ્યો ગયો ગાડુ જ્યારે આલચુ ગયુ ત્યારે કુતરાને વીચાર આવ્યો ગાડુ હું નહી ચલાવતો હતો પ્રરંતુ એતો બળદ્યા ચલાવતા હતા આજ લગણ હું મોટા ધોકામા રહયું સાર એજે આપણા સુધરેલાં સાહેબો

પોતાના વતરોક બીજા બધાઓને મુર્ખા સમજે છે. તેઓની મીસાલ આ કુતરાના જેવી છે કે આખી જગતનું ગાડુ ગોવા એજ લોકો ચલાવે છે એમ સમજી બેઠા છે અને અને એમ સમજી બેઠા છે કે ઇગ્રેજી ભણીને ઇંગ્રેજી ભાષાના વિદ્વાન બનીગયાતો આખી જગતનો અનુભવ અને જ્ઞાની વિજ્ઞાના શરબતનુ પીયાલુ' બધુ ઘોલી ઘાલીને હુમોજ પીગયા છીએજ હુમારા વતરોકના બીજા બધા મુર્ખા ઓ છે પરંતુ આમનથી જાણતાકે પોતા ખેડુતના કુતરા સમાન ખાડામા ધમદેશી પડી જસુત્યારે હુમારી આખો ઉઘડસે હાસલ કલામ એજે એકસર ખાખણાથી આપણા સુધરેલા સાહેબોને મુળ હેતુ શું છે તે કાંઇ જણાતું નથી જો એવણ સાહેબોને એવોમન હોવકે બધાજ માણુસા મહાત્મ પણમાં એક સરખા છે તોપે કદી બનવા જોગ નથી. ઇંઝ્યા લસ્તો મહાલસ્તો જનુ એટલે આવા વીચરો અસંભવિત છે અને ઘોડા પણું કહેવાય ત્યારે શું સગાઇ કરવામાં અથવા રાજકારો ભાર કરવામાં બધા એક સરખા છે અને બધાજ એક સરખુ હક ધરાવવાના લાયક છે એમ કેવામાગે છે એપણ બનવાજોગ નથી કારણકે એક લુચ્ચો બદમાસ માણસ શરીફ અને ગ્રહસ્થ માણસના મુકાબલામ કદીપણ એક સરખોથઇ શકતો નથી એક મુર્ખો અને અભણુ માણસ એક વિદ્વાન લાયક અને પ્રમાણીક ના મુકામલામા કદીપણ એક સરખો થઇ શકતો નથી એક અદના સીપાઇ અને એક લડાય ખાતાનો સેનાધિપતી બન્ને એ ક સરખા ગણાશે કદી નહી આપણુને પ્રાણીઓ ઉપરથી પણ એ વિષેના દાખલો મળી શકે છે કે પશુ ચાર પગા જનાવરોમાં બગ ગધેડા ખચ્ચર ઉટ ઇત્યાદિબેજ લાધનારા જનાવરોમા અને ઘોડામાશુ તફાવત છે જેવી રીતે ઘોડાને ચાર પગ બેકાન એક પુછડી છે તેવીજ રીતે ગધેડાને ખચ્ચરને ઉટને છે પછી શું કારણકે ઘોડાને તો થાન ઉપર બાંધવામા આવે તેને માટે એક તેની સેવા બજાવવા માટે નોકર રાખવામાં આવે ઘાસ વતરોક તોને

ચણા પણ ખવડાવવામાં આવે ઇત્યાદિ તેની ઘણી સેવાઓ બજાવવામાં આવે પરંતુ બળ ગધેડા અને ખચ્ચરની ઘોડા જેટલી સેવા બજાવવામાં નહી આવતી ખરૂં પુછો તો ઘોડા કરતા આ બચારાઓ વધુ કામ આપે છે છતા તેઓની આ સેવા બજાવવામાં નહી આવતી એજ મુજબ ખનીજ પદાર્થમાં સોનુ ચાંદી લોઢું ઇત્યાદી ધાતુઓ ધાતુપણામાં એક સરખીજ છે પછી શું કારણ કે એક બીજાની કીમતમાં ગુણમાં ફરક ગણવામા આવે છે તો આ ઉપરથી સ્વભાવિકરીતે કેહવું પડશે કે દરેક ના ગુણ અને કાર્યો જુદા જુદા છે જેથી ઉચ નીચ પણાની પદવી અને મહાત્મયમા વધ ઘટ કરવાની જરૂરત પડે છે એકભંગી અથવા એક ઢેડ અથવા એક દુબલાને ન્યાયની અદાલતમાં ન્યાય ધિસની કુરસી ઉપર ન્યાય ધિસની પદવી આપીને કે જેનામાં લેશમાત્ર પણ ન્યાય કરવાના ગુણોનો સમાવેસ નહી હોય બેસાડતો શું. એનુ નામ સરખા પણુ કેવાય શું એક મહાત્મા ધર્મગુરૂ અથવા પોતીકા માતપિતાના મુકાબલામાં જે આવકાર ભરેલા બોલો બોલવામાં આવે છે તેવા બોલો એક ભંગી ચમાર ઢેડને કેવા કે આવો ભંગી સાહેબ પધારો ભંગી સાહેબ વીરાજમાન લેશો ભંગી સાહેબ સેવકને આભારી કરશો ભંગી સાહેબશુ એનુ નામ સરખાપણુ કેહવામાગોછો નહી નહી કદી પણ નહી એમ બનવા જોગ નથી.

સરખાપણુ એટલે શું–સરખાપણુ એટલે લાયકને તેની લાયકતા મુજબ માન આપવું દરેક બાબતમાં પ્રમાણીકપણે ન્યાય કરવો એટલે એક અધમા અધમ માણુસના મુકાબલામાં ગમે એવો મહાન પદવીવાલો માણુસ કે

**સરખામણીનો સાર**

નહોય જો મહાન પદવી વાલાની કશુર હોય તો તેનેજ કશુર વાન ઠેરવવો પેલા અધમ ગરીબ માણુસને ન્યાય આપવો તેની ફરયાદ સાંભલવી તેના ઉપર જુલમ થયો હોયતો તેની મદત

કરવી મજુર વર્ગના લોકોને તેની મેહનત મજુરી મુજબ પુરે પુરૂ મેહનતાણું આપવું તે વતરોક વખતો વખત તેઓને બક્ષીસ આપવી તેઓપર દયાના વખતે દયા કરવી સખતાઇના વખતે સખતાઇ કરવી ચોરને ચોરીની સજા આપવી બળાતકાર કરનારને તેના ગુનાહ મુજબની સજા આપવી તેમજ દરેકના માન પરમાણે તેની ઇજ્જત આબરૂ કરવી ઇત્યાદિ બાબતોનુ નામ સર ખાપણું કેહવાય તો એ મુજબની વર્તણુક તો કાળા કળથી દરેક ગ્રસ્થ ખાનદાનના લોકો તરફથી એક બીજાને સાથે ચાલતી આવે છે આપણા સુધરેલા જ્ઞાનના સાગર જે સરખાપણું બતાવે છે તે કેવી પ્રકારનું સરખાપણુ બતાવા માગે છે તે કાઇ જણાતુ નથી કદાચ આપણા આ વિદ્વાનો એવો સવાલ ઉત્પન્ન કરે કે નીચ ઉંચ જાતિનો બાધ કાઢી નાખવો જોઇએ કારણ કે બધા મનુષ્ય ઇશ્વરનાજ બનાવેલા અને એકજ માતપિતાના વંશજો છે તો એનો કોણ નકાર કરે છે એતો સર્વનુ મતે માનીતી અને મનાયએલીજ વાત અને બાબત છે પરંતુ સ્વભાવિકરીતે જે વસ્તુઓમાં અથવા મનુષ્ય જાતિપ્રકારોમાં દોષ. રૂપીગુણો તથા દોષ ભરેલા કાર્યો સમાવેસ હોય તેથી કરીને અવગુણી નીચ અધમ કેહવામાં આવે કે નહી મનુષ્ય જાતિ વતરોક પ્રાણી વર્ગ તથા ઝાડ પાન અને ફળ ફળા વળ તેમજ ખનિજ પદાર્થોમાં તેના ગુણ અર્થે જે સરસાઇ ભરેલા તેમજ આ બધી વસ્તુઓમાં દોષ તથા નુકસાન કારક જે ગુણોનુ વધઘટ સમાવેસ છે તે ઉપરથી તેની પદવીઓ તથા દરજાઓ કાયમ કર્યા છે તે શું છે તે તેના વિષેશ ગુણો ઉપરથી ઠેરવવામાં આવ્યા છે તો એવીજ પ્રકારના વિષેશણ ગુણો ઉપરથી મનુષ્ય જાતિમાં જુદા જુદા વંશ જો તથા કુળ તેમજ અમુક ખાસ માણસો ઉપર નીચ ઉચનો શબ્દ બોલવામા આવે તો શું ખોટુ કેહવાય તેમજ દરેકના વિષેશણ ગુણ ઉપરથી તેને માન આબરૂ દેવામાં આવે તેમજ તેની લાયકતા મુજબના

તેને કામ કાજે સોપવામાં આવે તો શું તેને અન્યાય કે ન્યાય કેહવાય તે ઉપલી બધી લખી જણાવેલી બાબતો ઉપરથી જાણી તથા સમજી લેવાનુ છે ?

હવેરહી ખાનદાન વિષેનીબાબતો તો તેના વિષે કરી ઇસ્લામ ધર્મના નિયમો મુજબ ઇસ્લામ ધર્મના મહાન વિદ્વાનો એ તેનો ખુલાસો ઘણો ઉત્તમ રીતે સમજાવી દીધેલો છે શરીફાઇ એટલે ગૃસ્થાઇપણું ધન દોલત તથા વિધાસમ્પાદન કરી વિદ્વાન બની જવા ઉપર મુલતવી નથી ગૃસ્થાઇ જાતિ સ્વભાવિક સદ્ ગુણો સદાચારો ઉપર મુલતવી રાખવામાં આવ્યું છે કે જેમાં ન્યાય તથા કૃપા દયા વગેરાતો પણ સમાવેશ થઇ જાય કોઇ પણ અમુક ખાનદાન કે ખાનદાનોના અમુક જણો કે એકજણ ઉપર નીચ ઉંચનો શબ્દ બોલી શકાય છે કારણ કે,

ગૃસ્થાઇનો અર્થ.

આગળ લખી જણાવવા મુજબ ગૃસ્થાઇ તથા નીચપણું દરેક જણનાં વિષેશણ ગુણ ઉપરથી તેના ઉપર લાગુ પડે છે પછી તે શરીયતના તરફથી ઠરવેલા ગૃસ્થ ખાનદાનનો જણ કેમ નહોય જો તેના નીચ તથા દોશભરેલા કામો હશે તો તેને પણ નીચ તથા કમીનો કેહવામાં આવશે એજ મુજબ એક અધમાં અધમ માણુસ પોતાના અવગુણો ભરેલા કામોને મુકીદઇ સદ્દા ચાર સદ્દા ગુણો ભરેલા કર્યો અખત્યાર કરી લે તો તેને સદ્ગુણી સદ્ચારી કેહવ.માં આવશે જો તે વિધાસપાદન કરી ધર્મને લ ગતો અભ્યાસ લેશેતો ધર્મગુરૂ થવાનો તેને હક છે પરંતુ આ બધા હકો જ્યાં લગણ ખાત્રી પુર્વક તેનામાં ગૃસ્થાઇ તથા સદાચાર ભરેલા સદગુણો ઉપત્પન્ત નહી થાય ત્યાં લગણ તે ગમે એવો ઉચી પદવીનો વિદ્વાન કેમ નહી થાય તેને શરીફ કદી પણ કેવામાં આવશે નહી જેનો ચુકાદો હઝરત શેખ સાદી (૨૬) સાહેબે ચાર પદમાં કરી દીધો છે જે નીચે લખી જણાવું છું, !

"પીસરે નુહબ–બા–બદાં નશીસ્ત.
ખાનદાને નબુવત ગુમ શુદ."

અર્થ નુહ (અ૦ વ૦) જેના પેગમબરના છોકરા એ જ્યારે નીચ મનુષ્યોની સોહબત એટલે સહવાસમાં બેસીને તેઓ જેવી ટેવ અખત્યાર કરી લીધી તો નબુવત પણામાંથી ભ્રષ્ટ થઇ ગયો અને નીચે લખી જણાવેલા બીજા પદના અર્થ મુજબ એક અધમ ગણાતા કુત્રાએ સત્ય વાદિઓની સંગત લીધી તો તે ને ઉંચ પદવી મળી,

"સગે અસહાબ કહફ રોજે ચંદ,
પૈનેકા ગીરફ્ત મરદુમ શુદ"

અર્થ અસાહબે કહફ જે વણનુ બયાન કુરઆન શરીફ નાં પંદરમાં પારાસુરે કહફમાં વર્ણનવામાં આવેલુ છે તેવણની સાથે એક કુત્રાએ પણ સહવાસ કર્યો હતો જેથી તેનુ ગુણ કુરઆનમાં પણ બયાન કરવામાં આવ્યું છે એટલે સારા માણસેની સોહબતથી તેના ગુણમાં સુધારો થવ થી ગુણવાન કેહવાંયો એવીજ રીતે ખાનદાનના નીચ ઉચ જણોની બાબત પણ સમજી લેવી આ ઉપરથી તુખમે તાસીર અને સોબતે અસર પણ સાબેત થાય છે જેવી સોહબત તેવો ગુણ તેમા આવે છે તો જે સદાચારી કુળના અમુક આદમી અથવા એક બે જણ સોહબતને લીધે અવગુણી બની જાય તો તેના બધા સદ્‌ગુણ વંશના લોકોને અવગુણ પણાનો દોષ લાગુ પડે નહીં તેમજ એક નીચ વંશનો એકજણ અથવા એકથી વધુ સદાચારી સદ્‌ગુણી બની જાયતો તેના બીજા બધા વંશના લોકોને ગૃસ્થ તથા સદગુણવાન કેહવાય નહી તેઓ બધા નીચ અને હલકાજ કેહવાશે આ છે ન્યાય અને સરખામણના મુળ અર્થ અને હેતુ ?

નીચ ઉચની બાબતો લખી જણાવવા પછી મને વીચાર આવ્યો

રૂઢીને લગતે ખુલાસો તથા ઇસ્લામ ઉપર મુકેલા દોષનો જવાબ.

કે પ્રસંગોપાત જગતમાં ઉત્પન્ન થતી નવી નવી રૂઢીઓ અને સુધારા વધારાઓ થતા રહે છે અને પણ નીચ ઉંચ સાથે ઘાડો સંબંધ છે વળી કેટલાંક અનજાણ હિન્દુ વિદ્વાનોએ પોતાના અંજાણ પણે એવો દોષ મુકી જણાવતા લખી જણાવે છે કે ઇસ્લામ ધર્મના કાયદા કાનુંનો જે કુરઆન શરીફ તથા જનાબ સરવરે કાએનાત હજરત મોહંમદ (સ૰ અ૦ વ૰) તરફથી બંધારણ કરી દેવામાં આવેલા છે તેમાં કોઇથી પણ વધઘટ થઇ શકે નહી માટે કરી પ્રસંગોપત્તના સુધારા વધારા કરવામાં ઇસ્લામધર્મ અશકિતવાન છે એવો દોષ મુકતા ઇસ્લામ ધર્મમાં કલંકપણુ સાબેત કરે છે ?

અલ્લાહ અલ્લાહ ઇસ્લા ધર્મ અને તેના નિયમી દીધેલા કાયદા કાનુનોમાં એબ–કદી બનવા જોગ નથી પ્રલયકાળ સુધી પણ બનવા જોગ નથી આવો દોષ મુકતાર સાહેબ પોતાના અંજાણ પણે બાંધી દીધેલા નિયમોમાં વધઘટ નહી કરવું તેના મુળ હેતુથી અંજાણ હોવાને લીધે કરી લખી જણાવેલુ છે જેનો ખુલાસો હું નીચે લખી જણાવું છું પ્રથમતો પરધર્મીઓને ઇસ્લામ ધર્મના ઠેરવેલા નિયમોને સંપુર્ણ સમજવા માટે ઇસ્લામી ધર્મની અરબી ભાષાથી કાયદેસર વાકેફ થવાની મોટી જરૂરત છે તે પછી ધર્મ સંબંધી પરિભાષાના શાસ્ત્રોનો અભ્યાસ લેવાની અને તેને અરબીભાષાના વ્યાકરણ મુજબ સમજ લેવાની પણ જરૂરત છે તો જ્યાં લગણ હમારા લખ મુજપર ધર્મી વિદ્વાનો અરબી ભાષાના વિદ્વાન નહી થાય ત્યાં લગણ તેઓ ઇસ્લામધર્મના ઠેરવેલા કાયદા કાનુનો નો સંપુરણ ખુલાસો સમજવાને અશકિતવાન છે પરધર્મી વિદ્વાનો માત્ર ભાષંતર ઉપરથી દોષ અને ભુલકાઢવા બેસે અને પોતાની સમજ શકિત મુજબ દોષ અને ભુલ સમજી લેતો શું એ ભુલભરેલુ અને ગેરવાજબી નહી

કેહવાય હું દાવાને સાથે કહું છું કે ગમે એવો પક્ષપાતી પર ધર્મી કેમ ન હશે પરંતુ હમારા લખ્યા મુજબ અરબી ભાષાનો સંપુર્ણ અભ્યાસ લેવા પછી ઇસ્લામ ધર્મના ઠેરવેલા કાયદા કાનુનોના પુસ્તકો વાચી તેનુ અવલોકન કરા પછી પ્રથમ તો તેની હીમમત દોષ મુકવાની તથા ભુલ કાઢવાની થશે નહી કારણ કે તેને દોષ તથા ભુલ કાઢવા જેવી કોઇ પણ બાબત મલી આવશેજ નહી તો પછી તેની હીમત કેમ થાય કદાચ પૈસા ટકાના અથવા ઇજ્જત આબરૂ સંમ્પાદન કરવાના લોભમાં આવી જઇને આ પરમાણે કરે તો તે જુદી વાત છે ?

ઇસ્લામ ધર્મના નિયમિત કાયદા કાનુનોમાં વિસ્તાર અને પ્રમાણનો જેટલો બધો સમાવેશ છે એટલો બધો સમાવેશ બીજા કોઈપણ ધર્મના કાયદા કાનુનોમા નથી કારણકે ઇસ્લામ ધર્મના કાયદા કાનુનો જે લખાયલા છે. તે અરબ દેશની ઉચામા ઉચી ભાષામાં લખાયેલા છે તેથી કરી તેના શબ્દો તેમજ વાકયોમા જુદા જુદા અનેક અર્થનો સમાવેશ થએલો છે તેના મર્મને સમજવા માટે દરેક જણનું કામ નથી જ્યાં લગણ હમો ઉપર લખી ગયા તે મુજબનો અરબી ભાષાનો અભ્યાસ નહી લે ત્યાં લગણ પરિભાષાના ઉચા શબ્દોના અર્થ સમજી શકવાને અશકિતવાન છે તે પછી બીજા કેટલાંક ધર્મને અને સંકેતથી ભરેલા અર્થો સમજવાને માટે સંપુર્ણ મુસલમાનં હોવાની જરૂરત છે જો જાહેરમા કોઇ મુસલમાન હોય અને બાતેમ એટલે ગુપ્ત રીતે તે મુસલમાન નહી હો તોપણ તે આ મર્માળ અર્થો સમજી શકે નહી આ ખુલ્લો ચમત્કાર ઇસ્લામ ધર્મનો છે છતાં હમો કેટલાક જાહેરી કાયદાઓ જે સામાન્ય પ્રજાની પણ સમજમા . આવી જાય તે લખી જણાવી એજ જાણવુ જોઇ એકે ઇસ્લામ ધર્મના નિબંધ કાયદા કાનુનોમા કોઇ પણ ધર્મગુરૂ પોતાના તરફથી ફેરફાર કરી શકે નહી તેમજ પોતાના તરફથી તેમા વધઘટ તથા સુંધારો વધારો કરી શકે નહી એવો હુકમ મુસલમાનોના પેગમબર

મોહંમદ (સ૦ અ૦ વ૦) તરફથી કરવામા આવ્યો છે, એ ઉપર કેટલાંક હિન્દુ વિદ્વાનો એમ સમજી બેઠા છે કે એમા વિસ્તાર નથી ખરૂ જોતા એનો જાહેરી અર્થ એજ છે અને એના લગતી એવી ઘણી બાબ્તો છે કે જેના અર્થ જાહેરમા આજ મુંજ થઇ શકે છે પરંતુ હમો લખી ગયા તે મુજબ પરિભાષાના અર્થ સમજવા પછી તેમજ શબ્દો તથા વાકયોમા જુદા જુદા અનેક અર્થનો સમાવેસ છે તેના અર્થ સમજા પછી સાર એ નીકળે છે કે ઠેરવી દીધેલા નિયમિત કાયદા કાનુનો ઉપરથી પ્રસંગોપાત્ત નવી નવી ઉત્પન્ન થતી રૂઢીઓમા સરખામણી કરતા એક સરખા અર્થનો તેમા સમાવેશ હોય તો તેમા જો મનાઇનો હુકમ સાબેત થાય તે બાબ્ત મુસલમાનોએ નહી કરવાનો હુકમ કરવામા આવે અને જો તેમા મનાઇના અર્થનો સમાવેશ નહી હોય તો તે કામ કરવા દેવા માટે મુસલમાનોને છુટ દેવામા આવે દાખલા તરીકે આગલા વખતનાં રેલગાડી તથા મોટરો ઘોડાગાડીઓ ઇત્યાદી સવારીઓ નહી હતી તો હવે આ નવી સવારી વિષેના શબ્દો તમો કાયદાની બુકમા ધુણુ કરશો તો કદીપણ મળશે નહી પરંતુ તે વખતને લગતી સવારીની બાબ્ત મળી આવશે એટલે ઘોડો ઉંટ ગધેડો ખચ્ચર ઇત્યાદી સવારીના જનાવરો ઉપર સફરની હાલતમા કોઇ જાતની બીક તથા અડચણો હોય તો સવારીના જનવરો ઉપર બેઠા બેઠા નમાઝ ગુજારી લેવાનો હક છે તો સવારીના અર્થને લેતા આ સુધરેલી સવારી સાથે સરખામણી કરતા કાયદાની રૂએ રેલગાડી તથા મોટર ઇત્યાદી સુંધરેલી સવારીમા પણ પ્રથમ નિયમિત કાયદા મુજબ નમાઝ પઢવાનો ધર્મગુરૂ હુકમ આપશે એવીજ રીતે ખાવા પીવાની વસ્તુઓમા જેમકે દુધ ગોસ ઇત્યાદી હલાલ કીધેલી વસ્તુઓમાંથી હાલ જે ભિન્ન ભિન્ન પ્રકારની વાનીઓ એકજ વસ્તુમાથી બનાવવામાં આવે છે તેવી વિવિધ વાનીઓ બનાવવાનો રીવાજ તથા રૂઢી નહી હતી જેમકે આજ કાળ દુધની વિવિધ વાનીઓ બને છે બરફી પેંડા ઘારી શીરો એટલે

હલવો દુધપાક લાપશી ખીર સીરખુરમો દુધનો કાવો કાફી ચા ભાતભાતની ઇત્યાદી મીઠાઇ કુળફી આઈસક્રીમ કસટર રોલીગોલી ઘઉંલા ગોસ અને ચાવલમાથી બીરયાની જોબનમતી યખની પુલાવ કલ્યો કબાબ સીખ તિકકા વગેરે હાલ જે સુધરેલા વખતની વાનીઓને કાયદાની બુક એટલે ફીકાહ હદીસમા ધુણ્ કરશો તો કયાથી મળશે તો હવે જોવાનું એટલુજ છે કે આ બધી પ્રકારોમા જે જે વસ્તુઓની મેલવણી કરવામા આવે છે તેમા કોઇ મનાઇ કરેલી હરામ વસ્તુ તો નથી જો તેમ નહી હોય તો હવે તમોને હલાલ કીધેલી બધી વસ્તુઓને એકબીજાની સાથે મેલવણી કરી વિવિધ વાની બનાવીને ખાવામા કોઇ જાતની મનાય નથી એવીજ રીતે શાદી ગમીના અવસરે જો પ્રસંગોપાત્તના અનુસારે જે રૂઢી દાખલ થઇ ગએલી હોય અથવા દાખેલ કરવાની જરૂરત છે અથવા હોય તો તેના મુળ કાયદા સાથે સરખામણી કરતા તેમા મનાયનો અથવા કરવાનો જે મુજબનો હુકમ નીકળે તે મુજબ અમલ કરવા માટે હુકમ કરવામાં આવશે આજલગીણુ તેરસોને તેતાલીસ વર્ષ થવા આવ્યા પરંતુ પ્રસંગોપાત્ત ઉત્પન્ન થતી નવી રૂઢીઓ માટે મુસલમાનોને સુધારો વધારો કરવાની જરૂરત પડી નહી હમો આગળ લખી ગયા તે મુજબ કાયદાઓનું નિબંધ એવી ખુબીઓં સાથે કરવામાં આવ્યું છે કે એમા સુધારો વધારો કરવાની જરૂરત પડે નહી કારણકે ઇસ્લામી ધર્મના કાયદાઓ મનુષ્યજાતીના નિબંધ કરેલાં નથી એ તો ઇશ્વર તરફથીજ બંધાણ કરી મોકલવામા આવેલા તેની ખુબીનું પુછવુંજ શું વળી મનાઇ કરેલી બાબતો વિષે એવો નિયમ ઠેરવેલો છે કે તે વગર ચાલીજ નહી શકે જો મનાઇ કીધેલી બાબત નહી કરે તો ઘણાજ સંકટમા આવી જઇ ભય ભરેલો મામલો હોય તો તે વખતે તેને કરવાની છુટ આપવામા આવેલી છે દાખલા તરીકે કોઇ માણસ જંગલમાં ભુલો પડી ગયો અને ત્યા તેને કોઇ પણ ખાવાપીવાની વસ્તુઓમાંથી હલાલ કીધેલી વસ્તુ નહી મલી શકતી જો ભુખને મારે ખાય

પીએ નહી તો મરી જવાનો ભય છે તો ત્યાં હરામ વસ્તુઓમાંથી જે વસ્તુઓ હાજર હોય તેને જાન બચાવવાની ખાતરે ખાય છે તેટલા વખતને માટે એવીજ રીતે હરેક બાબતોમાં જેમા કે કુફ્ર અને શીર્કનો સમાવેસ નહી હોય કરવા માટે છુટ આપવામાં આવેલી છે અને એ વિષે કરીને ઇસ્લામના પવિત્ર કુરઆન શરીફમાં જે કે ઇશ્વરી પ્રેરણાનું કાયદા કાનુનનું પુસ્તક છે તેના પારા ત્રીજામાં સુરાબકરની આખરી આયતોમાં લખી જણાવવામાં આવ્યું છે કે ખુદાવન્દ તાઆલાએ ઇસ્લામ ધર્મના નિબંધ કરેલા કાયદા કાનુનમાં કોઇ પણ પ્રકારની એવી બાબતોનું બંધાણ કરેલુ નથી કે જે મનુષ્ય જાતિની શકિતથી ઉપરાંત હોય અને જે બાબતમાં મનુષ્ય અશકિતવાન છે તેવી બાબતોમાં પ્રસંગોપાતના અનુસારે કાયદાની હદમા રહીને તે કામ કરવાની છુટ દેવામાં પણ આવેલી છે તેમ છતાં એવા કોઇ મોટા જોખમદારીના કામ અથવા કામો આવી પડે તો તેનો ફડચો લાવવા માટે આખી જગતના તે ધર્મ વિદ્વાનો કે જેઓ કોઇના પણ ધર્મ સંબંધી બાબતોનો હુકમ કરવામાં દબાણમાં ન હોય તેમજ તેઓ સત્યવાદિ હોય એવા સર્વે દોષથી પવિત્ર રહીને કામ કરનારા મહાન ધર્મચુસ્ત વિદ્વાનોની સભા ભરવામાં આવે અને તેમા જે ફડચો સર્વેનું મતે થાય તે મુજબ દરેક મુસલમાનોને હુકમ કરવામાં આવે અમુક દેશના અથવા પ્રાંતોના વિદ્વાનો આ મુજબ કામ કરે તો ચાલી શકે નહી કારણ કે એમા પણ ભેદ સમાએલો છે તે ભેદ શું છે તે ભેદ એ છે કે દરેક દેશની રીતભાત તથા દરેક દેશના મનુષ્યના સ્વભાવ તેમજ શરીર સંબંધી શકિતઓ એકસરખી નથી તેમજ બધા લોકો એકજ રાજની પ્રજા નથી જુદા જુદા રાજ્યોની પ્રજા હોવાને લીધે તેમજ પ્રધર્મી રાજની પ્રજા હોવાને લીધે આ સર્વે ઇત્યાદિ બાબતોનો ખ્યાલ રાખતા આવી એક સભાની મળવાની જરૂરત છે જેમાં દરેક દેશના વિદ્વાનો પોતપોતાના દેશની અડચણો વિષે સભામાં વાદવિવાદ ચલાવી સર્વેનુ મતે જે બાબત ઉપર

ફુડચો આવે તે મુજબ અમલ કરે અને આવા ગહન પ્રોતને સમજવા માટે દરેક સામાન્ય તેમજ વિદ્વાનો સમાજના લોકોનું કામ નથી આ બાબતોને તે વિદ્વાન સમાજના લોકો સમજી શકે છે કે જેઓ રાતદીવસ રાજદુવારી કારોબારમાં ગુથાએલા રહે છે અને પ્રસંગોપાતના અનુભવો મેળવતા રહે “છે આવા મોટા મોટા ફકીહ આલેમો સપુર્ણ મર્મ સમજી શકે છે.” એટલાજ માટે કરી આજકાલના સુધરેલા રાજ્યોમાં પોતાના રાજના પ્રાંતો-માંથી પ્રજાના તરફથી પ્રતિનિધિઓ ચુટાવીને રાજસભામાં સભાસદ તરીકેની પદવી આપે છે કે દરેક પ્રતિનિધિ પોતપોતાના પ્રાંતની રીત ભાત તથા પ્રજાની ગોઠવણો મુજબ સભામાં પોતાના મતો દર્શાવે અને તે ઉપર સર્વેનુમતે જે બાબત પસાર કરવી હોય તે ઉપર પ્રત્યક્ષ પ્રમાણ મેલવવા પછી રાજસભા તે બાબતને અમલમાં લાવે હુમો ઇસ્લામના નિબંધ કરેલા કાયદા કાનુનોની સંપુર્ણ ખુબીઓ લખવા બેસીએ તો એક મોટું દફતર લખાય માટે ટુંકમાં આટલુ લખી જણાવેલુ ઇનશા અલ્લાહ વાંચક વર્ગના સાહેબોને સંતોષ કારક થઇ પડશે કારણ કે હજુ મારે બીજી ઘણી બાબતો દીબાચામાં લખી જણાવવાંની છે તે અહી જ. અને તે બાબતોને પણ ટુંકમાં ખુલાસાવાર લખવાની છે છતાં જે સાહેબોને સંપુર્ણ ખુબીઓ એ વિષેની જાણ કરવી હોય તો ફીકાહની કીતાબોને વાચે તેમાંથી બધી સંપુર્ણ ખુબીઓ મળી આવશે ઇંગ્રેજીમાં પણ દુરરે મુખતારનો તરજુમો થઇ ગએલો છે માટે હિન્દુ વિદ્વાન સાહેબો પણ તેનાથી ફેજ ઉઠાવી શકે છે”

રૂઢી વિષેનો બીજો ખુલાસો તથા મુસલમાનો ઉપર મુકાએલો દોષ

૧૦—રૂઢી વિષેની બાબત દેખીતી રીતે ઘણીજ ગુચ્છવાળુ ભરેલી દેખાય છે કારણકે પ્રસંગોપાત્ત નવી નવી ઉત્પન્ન થતી રૂઢીઓ તથા વિવિધ રસમો રીવાજ ઉત્પન્ન થઇને જગતના લોકોમાં જે રીવાજ પામે છે તે જોઇને સામાન્ય પ્રજાની દ્રષ્ટિએ નવાય જેવું લાગે છે પરંતુ ઇસ્લામ ધર્મની દ્રષ્ટિથી જોતા એમા કાંઇ પણ નવાય જેવું લાગે એમ નથી અને એના બે કારણો

છે તેમાનુ પહેલું કારણુ તો એ છે કે આપણા સરદાર જનાબ નબીએ કરીમ (સ૦ અ૦ વ૦) સાહેબે કેટલીક સંકટ ભરેલી રૂઢીઓ જે રીવાજ પામશે તેપા વિષે કરી ભવિષ્યવાણીઓ કહી ગએલા છે તેમજ આવા સંકટ સમય શું કરવું તે વિષેનો ખુલાસો પણુ કરી ગએલા છે કારણુ બીજુ ઇસ્લામ ધર્મના કાયદા કાનુનોમાં હમો આગળ લખી ગયા તે મુજબ વિસ્તારનુ મેદાન ખુલ્લું પડેલું છે છતા તે મુજબ તથા નબીસાહેબ (સ૦ અ૦ વ૦) ની ભવિષ્યવાણીના કીધેલા ખુલાસાઓ મુજબ આપણે તથા આપણા હાલના કેટલાક વધુ આલેમો જેઓ કે હાલના સમય આગેવાન તરીકે થઇ પડેલા છે તેઓ તેના ઉપર જેવી રીતનો અમલ કરવો જોઇ તે રીતનો અમલ નહી કરે તો તેમાં કોની ભુલ કેવાય ઇસ્લામની કે ઇસ્લામીઓની અને આ બાબતમાં હું ભાર દઇને કહીશ કે એમાં આપણી તથા સાથે સમયના આગેવાનો થએલા આલીમ સાહેબોની પહેલી ભુલ જુવો ખાત્રી માટે ડાકટર ઇકબાલનું પદ્યમાં લખેલું નસીહતનામું "જવાબે શીકવા" જેમાં મુસલમાનો ઉપર અલ્લાતાઆલાની નાફરમાની કરવા અર્થે દોષ મુકવામાં આવેલો છે આ ઉપરથી પારકા ધરમવાલાઓ આપણા ઉપર દોષ મુકે તેમાં નવાય જેવું શું કારણુ કે આપણા કતુતો તેવા છે પરંતુ આથી કરીને ઇસ્લામ ઉપર દોષ મુકવો એ તદન ગેરવાજબી કેહવાય જેનો ખુલાસો હમો આગળ લખી ગયા છીએજ હું ભાર દઇને કહી શકુ છું કે આજે અગર ઇસ્લામીઓ જાગરૂત થઇ જાય એને ઇસ્લામના નિબંધ કીધેલા કાયદા કાનુનો ઉપર ધીરજ રાખીને સાબેત કદમી સાથે અમલ કરે તો હાલના સમય જેટલી પ્રકારના દુઃખો આવી પડેલા છે તે કાપુર થઇ જાય એમા લેશ માત્ર પણુ શંકા કરવા જેવુ નથી પરંતુએ મુજબ કરવુંબી તો જોઇએ છેવટે પરિણામ એજ કે જેવા બી વાવો તેવા ફળ લીઓ અને બાવ તેમા ઇસલામનો શું દોષ ખેર હવે આપણુને એ બાબ્તો વિષેનું

અવલોકન કરવાનું છે કે મુસલમાનોને એક પછી એક જે કાર્યો કરવાના છે કયા પ્રથમ અગત્યના છે તો તે વિષે હું મારો વિચાર દર્શાવતા સ્વતંત્ર રીતે જરૂર કહીશ કે સર્વેથી પહેલ્લા હાલના આપણા આગેવાન નેતાઓ તથા મોલવીઓ દેશભગત તથા ધર્મ–ભગત બનીને પાટ ભજવી રહેલા છે. તેઓને જોઇ એક પોતે તેમજ તેવણના અનુયાયીઓની નૈતિક તથા આર્થિક અને ધાર્મિક સ્થિતમાં સંપુર્ણ સુધારો કર્યા પછી સાર્વજનિક લોકોમા મકકમ પણે કોઇ પણ વાતની લાલચ રાખવા વગર આગળ વધશે તો ખાત્રીપુર્વક કહુ છુ કે ઇનશા અલ્લાહ વીજળીના જેમ તેઓ પોતાની કારકિર્દિમા ફાવતાને આગળ વધતા જશે પ્રથમ તો પોતાની હાલતોનુ ઠેકાણું નથી તો બીજાઓને શું સુધારસે આજથી થોડા વખતની ચળવળતાઓમા જેવી રીતે તે બીજી બાબતોમા ઘણીજ જુસ્સાબંધ કોસીસો કરવામાં આવી તેવી રીતેની કોસીસો નમાઝને માટે કરવામાં આવી તેને માટે કરી અસહકાર કરવામા આવ્યો જેઓ નમાઝ નહી પઢતા તેઓ સાથે ખાવપીવું સગાઇ કરવું છેડી દેવું બીજા દરજામા હિન્દુસ્થાનના ગરીબ મુશલમાનોના પુરૂષ તેમજ સ્ત્રીઓ ગરીબાઇ તેમજ ફાકા કસીને લીધે કરી સઘળા અધમ ધંધો કરવા ઉપર ઉતરી પડીયા છે. જે ધંધો કરવાને માટે લજવાવીને મોહુ છુપાવવા જેવુ છે એટલે પુરૂષો મીરાસીનો તથા ભડવાઇનો ઢોલ તાસા ઇત્યાદી વાજીંત્ર વજાડવાનો ધંધો કરવા ઉપર ઉતરી પડીયા છે સ્ત્રીઓ માટે લખતા મને લાજ આવે છે. માટે સમજી લેવું જોઇએ તે ધંધા ઉપર ઉતરી પડી છે તો આલોકો માટે કેટલાં ઉધરાણા કરવામાં આવ્યા એ લોકોના બચાવ માટે કેટલી કોનફરંસો તથા સભાઓ ભરવામાં આવી શુ આલેમો ઉપર આ બાબતોને ધ્યાનમા લઇ કરવાની ફરઝ નથી એની શુ ખુદાને ત્યાં પુછ નહી થાસે કુરબાની માટે ગાય નહી કાપવા માટેની મસલેહત એઓને દેખાઇ આવી તો આ મોટી મસલેહત નહી દેખાય નીરો હરામ ઇંગ્રેજી વીલાયતના

બનેલા કપડા પહેરવા હરામ પણ આપણી સ્વધર્મિ—બહેન દીકરીઓ ભુખમરાને લીધે વ્યભિચારી કામો કરવા ઉતરી પડે તો તેની કાઇપણ શરમ કે ચીન્તા નહી આહ? હુ કોઇને મેણું મારવા તરીકે નહી પણ ખરા અંતઃકરણપુર્વક એક હમદર્દી રીતે લખી જણાવું છું તેમજ "પબલિક અને (આમ) રીતે લખી જણાવું છુ" ઇસ્લામીઓને પ્રસંગોપાત નવી નવી ઉત્પન્ન થતી રૂઢીઓમા માત્ર અમુક કેટલીક ખાસ બાબતોને જોવાનું છે તે એ જે જે રૂઢીમા શીર્ક કુફ્ર બીદઅતે કબીહા ઇફ્રાજ હરામ મકરૂહ બાબતોમાંથી કોઇ પણ બાબતનો જે રૂઢીઓમાં સમાવેસ નહી હશે તો તે કરવું મુબાહ ઠરશે જેના કરવામા નતો સવાબ છે. નતો અજાબ એવા કામો કરવામાં કોઇ તેને ફરજીયાત સમજીને કરશે અથવા સવાબ સમજીને કરે તો તેને માટે મનાઇનો હુકમ લાગુ પડશે દાખલા તરીકે આપણે ત્યાં કેટલાક કામો શાદીગમીના અવસરે એવા થાય છે. વળી કેટલાક લોકો એમ પણ સમજી બેઠા છે કે જેને ત્યાં ખાવા જવું તેને આપણે ત્યાં ખાવા બોલાવવોજ જોઇએ તો એવો ખ્યાલ તેઓનો ભુલભરેલો છે. કારણકે જે કોઇપણ સાહેબ ખાવાનું નોત્રું કરે છે તેમા તેની એટલે નોત્રુ કરનારની નીયત બે હાલતથી ખાલી નહી કાંતો સવાબની નીયતે કાતો નામવરીની નીયત તો બન્ને હાલતમા તેને તેનો બદલો ખાનાર ખાય જવા પછી મળી જાય છે સવાબનો બદલો તો અલ્લાતાઆલા પાસેથી તેને મલશે જેને ખવડાવું તેને સાથે કોઇબી રીતનો બદલો લેવાનો સંબંધ રહયો નથી હવે રહી નામવરી તો તેપણ તેને બદલો મળી જાય છે કે ખાનારાઓ તેના વખાણ કરે છે લોકોમાં તેની નામવરી થાય છે. તો તે જે ચાહતો હતો તેનો બદલો તેને મળી ગયો ખાનાર પર તેનું કાઇબી એહસાન રહયું નહી તેના વખાણ કરી દીધા તેનો ઉપકાર માની લીધો અલ્લાહ અલ્લાહ ખેર સલ્લાહ.

૧૧–મારા આ અદના પુસ્તકના વાચક વર્ગની સેવામાં ગુજારીશ એ છે કે શરૂથી લઇને કે રૂઢી કર્તાની એક અરજ વિષેનું બયાન સમાપ્ત થઇ ગયું ત્યા સુધી જે જે વિષ્યો ઉપર હમો એ લખાણુ કીધેલું છે એ સર્વે લખાણો કોમના ઇતિહાસ સાથે સંબંધ ધરાવનાર છે કારણકે પ્રાચીન કાળના મોટા મોટા ઇતિહાસિક વિદ્વાનો જ્યા જ્યા ખાસ ખાસ કૌમનો ઇતિહાસ લખી જણાવેલો છે તેની સાથે સાથેજ કૌમી રૂઢી ત્થ રસમો રીવાજનું વર્ણન પણ કરે છે. વધુ કરીને આ બાબતો દીબાચામા લખી જણાવેલી છે. તો હમોએ પણ તેઓના પગલે ચાલીને વખતને અનુસારેની બાબતો વિષેનો એહવાલ લખી જણાવતા કેટલીક લાભકારક વિષયો લખી જણાવવા માટેની જરૂરત સમજીને દીબાચો ઘણો લાંબો ચોડો લખી દીધો છે અને દીબાચામાં લખી જણાવેલી હરેક બાબતોને આપ સાહેબો વાંચી લેશો તો લાભથી ખાલી નહી રહેશો કેટલીક નવી બાબતોથી જાણકાર થશો ઇનસા અલ્લાહતઆલા હવે એક બાબત ફીકાહની કીતાબોમાં કુફ્રને લગતી જે બાબત લખી જણાવેલી છે તે બાબત પણ કૌમી તવારીખ સાથે ઘાડો સંબંધ રાખે છે માટે હું આપ સાહેબોને તે માટે ભલામણ કરૂં છું કે તેનું બયાન પણ શરૂથી કે છેટે સુધી જરૂર વાંચી જવા ચુકશો નહી, વાચનાર વર્ગ સાહેબો ઉપર રોશન થાય જે ખુદાવન્દ તાઆલાએ તેની કુદરત એટલે તેના સંપુર્ણ શકિત બળથી આ જગતને ઉત્પતિ આપીને તે માહેલી એક પછી એક વસ્તુઓની કેવી રીતે રચના આપવી તે યુકિતના ગુઢન ધાર્મિક કારણો અર્થ આ જગતના જુદા જુદા દેશો તે પછી પ્રાંતોમાં ત્થા ત્યાંની આબોહવા એટલે જળવાયુના ગુણોમાં તફાવત રાખીને હરેક દેશો ત્થા પ્રાતોમાં વિવિધ ગુણો આપીને હરેક દેશની જુદી જુદી પ્રકારે રચના કીધી તે પ્રત્યે એક

બીજા દેશના જળવાયુ અંતર હોવાને લીધે કરીને દરેક જુદા જુદા દેશો અને પ્રાંતોના લોકોમાં પ્રાણીઓમા ઝાડ પાનમા જડીબુટી ઇત્યાદિ દરેક બાબતોમાં મોટે ભાગે આપણને એક બીજાની સાથે અંતર માલમ પડી આવે છે એક બીજાના વીચારોમા રૂઢીઓમા ખાવાપીવાની બાબતોમાં વગેરા વગેરા તેમજ ધંધા રોજગાર તથા હુન્નર ઉદ્યોગ અર્થની બાબતોમાં પણ વિવિધ વર્ગ પડેલા જોવામાં આવે છે કોઇ હજામ કોઇ ધોબી કોઇ મોચી, કોઇ દરજી ઘાંચી સોની સુથાર લુહાર વણકર રંગારા છીપા વેપારી ખેડુત ઇત્યાદિ વર્ણના લોકોના વિભાગો પડેલા છે. અને સ્વભાવિક રીતે આ પ્રમાણે થવાની જરૂરત પણ છે. કારણકે જગતના બધા લોકો એકજ પ્રકારનો ધંધો રોજગાર અખત્યાર કરી લે તો પછી વિવિધ પ્રકારની બીજી ગરજોને કોણ પુરી પાડી શકે જેથી કરી બધા સંકટમાં આવી પડે માટે કરી ખુદાવન્દ તાઆલાએ તેની કૃપાથી મનુષ્ય જાતીમા આવી રીતે જુદી જુદી પ્રકારના કાર્યો કરવા માટે સ્વભાવિક રીતેનો સમાવેસ કરેલો છે તે પ્રત્યે મનુષ્ય જાતિમા પોતાની મેળેજ જુદા જુદા વર્ગો પડી ગયા અને જુદા જુદા વંશજો જ્ઞાતિઓના નામે ઓળખાવા લાગ્યા તે પછી નીચ ઉંચના વર્ણ વિભાગો પડયા અને નીચ ઉંચ વિષે કરી હમોએ નંબર ૩ થી નંબર ૭ સુધીમાં જે લખાણ લખેલું છે તેમા ખુલાસાવાર સમજુતી લખી જણાવેલી છે.

નંબર ૪થી ૭ સુધી નંબર ના લખાણના કારણો તથા હેતુઓને એકંદર રીતે મેલવી જોતાં કોમના મસલાઓની સ્વભાવિક રીતે જરૂર પડી આવે છે તે વતરોગ એમા કેટલાંક અને સાંકેતિક હિતોનો સમાવેસ છે જેને આજકાળની રીવાજ પામેલી ભાષામા કોમી પોલીટીકલ પાલેસીના હિત શું કહેવામાં આવે છે. આ જગતની દરેક જુદા જુદા દેશોની રાજકરતી કોમ જે કે ઉન્નતીના માર્ગમાં આગળ વધતી જણાય છે તેવી કોમના રાજ દુવારી યોજકો વિદ્વાનો તેમજ કોમની હાલતને ઉન્નતી ઉપર

લાવનાર નિઃસ્વાર્થી યોજક વિદ્વાનો જેઓ નિત્ય દુરદર્શી પુર્વક કામ કરનારાઓ છે .એવા પ્રવીણ વિદ્વાનોએ પોતપોતાની સ્વજ્ઞાતિ સમાજમા અંદરખાને દોષ ભરેલી રૂઢીઓથી બચાવ થવા અર્થે કેટલાંક જાહેર રીતે સખતાઇ ભરેલા કાયદા કાનુન વિષેનુ પણ નિબધ કરેલુ છે જેને એકંદર રીતે સામાન્ય પ્રજાના બધા લોકો સમજી નહી શકતા જેથી તેઓને જાહેર રીતે સેહેજ સખતી ભરેલી બાબત જણાય છે પરંતુ અંદરખાને ઘણીજ લાભકા-ક છે જેનો હુ એક દાખલો લખી જણાવું છુ જેથી કરી ઘણી સહેલાઇથી સમજમા આવી જશે અને તે ઉપરથી કોપુના કાયદા ગેરવાજબી નહી લાગશે.

આજકાળ યુરોપની પ્રજાયોજક સમાજના વિદ્વાનોએ પોતપોતાની સ્વજ્ઞાતિના લોકોમાં અને તેમાં ખાસ કરીને રાજકારભાર મંડળના લોકો માટે પોતીકી સ્વજ્ઞાતિ સમાજમાં પ્રદેશી અથવા પ્રજ્ઞાતિના લોકોથી તે પછી પુરૂષ જાતિ હોય કે સ્રીજાતી ભેળસેળ નહિ થવા પામે તે પ્રત્યે કાયદો બાંધી દીધેલો છે કે કોઇએ પણ પ્રજ્ઞાતિ સ્રી સાથે પરણવું નહી એકબીજાએ જે પોતીકી સ્વજ્ઞાતિ સ્ત્રીને પ્રદેશ લઇ જાય તો ત્યાં તે જણવાની થાય તો દેશમા આવીને બાળકનું જનમ આપે જો આ મુજબ જે માણસ નહી કરશે તો તેના પ્રદેશમા જનમેલા તેમજ પ્રજ્ઞાતિ પરણેલી સ્રીના જનમેલા બાળકને ખાસ રાજસભામા સભાસદ તરીકેનુ હક મલશે. નહી બેશક દેખીતી રીતે તો એ ઘણુંજ ખોટુ જણાય છે પરંતુ જ્ઞાન દ્રષ્ટિથી જોતા એમા એક જાતનો મોટો લાભ સમાએલો છે તે. શું એ જે પ્રાચીનકાળના લોકોમા આ મુજબ થવાથી ઇતિહાસિક પુસ્તકો જોતા તેઓને ભારે નુકશાની ઉઠાવવી પડેલી છે. છેવટે તેઓ રાજ ખોઇ બેઠા અને કોમીયતપણામા નહી રહી દાખલા તરીકે યુરોપના રાજકરતાઓમાના શ્રીમન્ત વેપારીઓ ત્થા સતાઅધિકારો જે હિન્દુસ્થાનમાં આવે છે તેઓ

પોતાની સ્વજ્ઞાતિ સ્ત્રીઓને નહી લાવતા હિન્દુસ્થાનની સ્ત્રીઓ સાથે પરણે અને તેની ઓલાદ દરઓલાદમા વધારો થતો જાય અને તેઓને ખાસ રાજસતાની સભામા સભાસદ તરીકે હક મળે તો ખરૂ પુછતાં તેઓ હિન્દના લાભ અર્થે બધુ કામકાજ કરવાનો સ્વભાવિક રીતે ચાહત કરે કારણકે તેઓની માતાનો સ્વાભાવિક ગુણ પણ તેમા સમાવેસ થએલો હોય છે. એવી રીતે કાળા કાળ સુધી થતું રહેતો.

યુરોપની પ્રજા હિન્દ ઉપરથી પોતીકી સત્તા ખોઇ બેસે એમા મને તો ઇતિહાસિક પુસ્તકોમા લખામુજબ શંકા રહેતી નથી ઉપર લખી જણાવેલી બાબતસરના કાયદામા ખાસ અમુક બાબતસર જો કોઇ આ મુજબ કરે તો હકદાર થઇ શકતો નથી જેમા કે સ્વજ્ઞાતીને અથવા રાજસતાની લગતી બાબતો ને નુકશાનકારક છે પરંતુ બીજી દરેક બાબતોના કામસર તે હકદાર તરીકે હક ધરાવી શકે છે. જેમકે વેપાર અર્થેની તથા બીજા નાના સતાઅધિકાર ઓધ્ધાઓ પોતાની જાતી લાયકાત મુજબ મેળવી શકે છે.

આવી પ્રકારની બાબતોમા તથા કોપુ વિષેની બાબતો ફરજીયાત રીતે નહી પણ કાળાકાળના અનુભવો ઉપરથી જો તેમા નુકશાન જેવુ જણાય આવે તો તે ઉપર અમલ કરવા માટે કરનાર અથવા કરનારાઓની ઇચ્છા ઉપર કરવું કે નહી કરવું તે વિષે કરી છુટ આપવામાં આવી છે તે પ્રત્યે ઇસ્લામીઓએ એનાથી મોટા મોટા લાભો પણ પ્રાપ્ત કર્યા છે જેમ કે ઇસ્લામી સાર્વજનિક લોકોના મોટા ભાગે કોપુના મસલા ઉપર ખીયાલ નહી કરતા જે જે દેશોમા તેઓ ગયા તો ત્યાની સ્ત્રીઓ સાથે લગનની સગાઇ જોડીને ઇસ્લામી પ્રજાનો વધારો કરતા ગયા કોપુનો મસલો ફરજીયાત રીતે નહી પણ પ્રસંગોપાત્તના અનુસારે દુન્યાની રૂઢી મુજબ મુસલમાનોની જુદી જુદી સ્વજ્ઞાતીઓના લોકોને કોઇ પ્રકારની ખાનગી બાબતોસર અડચણ નહી પડે

તે માટે કાયદા બાંધીને તે મુજબ કરવુ નહી કરવુ તે કરનારની ખુશી ઉપર આધાર મુકવામા આવેલો છે આ ઉપરથી એ પણ સાબિત થઇ ગયું કે કોફુના ઇસ્લામી મસાલામા પણ સંકોચ નહી હોતા વિસ્તારપણું છે જેમ જેમ ઇસ્લામીની લગતી બાબતો ઉપર ઘણી તપાસ લેતા જશું તેમ તેમ સાંકોતિક બાબતોની પ્રયુકિત નીકલતી જશે નીકાહ તલાક વેચાણ ખોચાણ વકફ અર્પણ તેમજ અરસપરસ લેવણ દેવણ કરવાની બાબતોમા જુદી જુદી જ્ઞાતિઓના જુદા જુદા દેશોની રૂઢી તથા રસમ રીવાજ ઉપર પણ કેટલીક બાબતોમા કાયદેસર ચુકાદા દેવામા તેની પણ છુટ દેવામા આવેલી છે.

કોફુના અર્થ અને તેને લગતી બે ચાર બાબત

૧૩–કોફુ નાના કાફથી એના અર્થ અરસપરસ એક બીજાની સાથે ગ્રહસ્થાઇની લગતી બાબતોમા સરખામણી કરવાને કહે છે અને એ વિશે કરીને ફીકાહની કીતાબોમા એની વિશેષણ પ્રકારો–છ–લખી જણાવેલી છે અને તે નીચે લખા મુજબની છે.

૧ નસબ (વંશ) ૨ ઇસ્લામ એટલે ઇસ્લામ ધર્મ પાળનારો આજાદી ૩ (સ્વતંત્રપણું) ૪ ઇમાનદારી એટલે પ્રમાણિકપણુ ૫ ધન દોલત ૬ ધંધો રોજગાર આ–છ–વિશેષણ ગુણનો જે મનુષ્ય અથવા વંશ અથવા વંશજોમા અથવા જ્ઞાતિમંડળમા સમાવેશ હોય તો તે સંપુર્ણ સદ્‌ગ્રહસ્થ અથવા ગ્રહસ્થ વંશ કેહવાને યોગ્ય રહેશે. એ વતરોક બીજી પેટા પ્રકારો ઘણી છે આ–છ-પ્રકારો મુખ્ય અગત્યની ગણવામા આવેલી છે. જગતની રૂઢી મુજબ જુદા જુદા દેશ તથા પ્રાંતોમા વસવાટ કરતા મુસલમાનો જુદી જુદી જ્ઞાતિના નામોથી ઓળખાય છે. પરંતુ ધર્મ સંબંધી બાબતમા હમો દીબાચાની શરૂઆતમા લખી ગયા તે મુજબ ધર્મ બંધુઓ છે એક બીજાની સાથે ધર્મ સંબંધી બાબતોમા અરસપરસ હકદારો છે પરંતુ

આ દુ.યાની રૂઢી મુજબ એક બીજાની સાથે સંસારની વ્યવહારિક બાબતોમા અડચણો નહી થવા પામે તેલટાખાતર અને પોત પોતાના દેશ ત્થા પ્રાંતોની જુદી જુદી પ્રકારની રૂઢી ત્થા રસમો રીવાજ તેમજ સ્વભાવિક બાબતોમા હુમોએ આ લખાણુની શરૂઆતમા જે મુજબ લખી જણાવેલુ છે તે મુજબ મલતાપણું નહી હોવા ને લીધે એકબીજાના ગેર કુફ તરીકે ગણુવામા આવે તો શરીઅત ના તરફથી વાંધા જેવું ગણી શકાય નહી જેવી રીતે બંગાલના રહેવાસી બંગાલી મુસલમાન પંજાબના રહેવાસી પંજાબી મુસલમાન અફઘાનના રહેવાસી અફઘાની મુસલમાન ઇત્યાદિ જુદી જુદી સ્વજ્ઞાતિઓ એક બીજાના કોપુ નહી ગણાસે એટલે અરસપરસ એક બીજામાં સગાઇ કરવા માટે એક બીજાની ઇચ્છા ઉપર મુલતવી રાખવામાં આવ્યું છે અને તેના કાયદાઓનુ "નિબંધ કરી દીધું છે ફતાવા આલમગીરી તરજુમો ઉર્દૂ જીલ્દ બીજી પૃષ્ટ (૪૧) મું કીતાબુન નીકાહ બાબ પાચમો બયાને ઈકફા કોપુનું બહુ વચન મજકુર પૃષ્ટમાં લખી જણાવેલું છે કે ધંધા રોજગાર વિષે પોતપોતાના દેશના સાર્વજનિક લોકોમા જે નીચ ઉંચ ગણાતો હોય તે મુજબ કબુલ રાખીને ચુકાદો દેવામા આવશે ખુલાસો એ જે પોતપોતાના સ્વદેશના સાર્વ જનિક લોકોમાં જે ધધો રોજગાર ઉચ ગણાશે તે ઉચ અને જે નીચ ગણાસે તે નીચ અને જે મધ્યમ ગણાશે તે મધ્યમ જાણવું જોઇએ કે લગનનો ગાંઠ બાધતી વખતે સ્રીને તેમજ તેના પોતીકા સગોત્રીના લોકોને એવો અખત્યાર દેવામા આવેલો છે કે પોતાના કરતા નીચ વર્ણનો માણસ તેના સાથે દગો કરીને નીકાહ કરી લે અને પાછલથી માલમ પડે કે મારે સાથે નીકાહ કરનાર પુરૂષ મારા કરતા હલકી વર્ણનો છે તો તે સ્રીને અખત્યાર છે કે તેની સાથે નીકાહ તોડી નાખે પરંતુ સ્રી પોતાની રાજીખુસીથી નહી તોડે તોપણ કાંઇ વાંધા જેવું નથી આ બાબત તે સ્રી માટે છે કે તેના સગોત્રીમા વાલી તરીકે કોઇ નહી હોય જો વાલી

ધરાવનાર સ્ત્રી પોતાની ખુશીથી કોઇ નીચ હલકા વર્ણના માણસ સાથે પરણીલે અને તે પછી તેના વાલીઓમાથી એક પછી એક પદવી ધરાવનારાઓમાંથીજ વધુ પદવી ધરાવનારા નારાજ હશે તો તે વાલી કાજીની કોર્ટમા જઇને પેલી સ્ત્રીના નીકાહ તોડી નંખવવાનો હક ધરાવે છે વાલીના હોવા છતા સ્ત્રીનુ રાજીપણું ચાલી શકે નહી એવીજ રીતે ગેર કુફ્‌વાલો એટલે પોતીકી સ્વજ્ઞાતી બગરનો માણસ દગો કરીને નીકાહ કરી લે અને પાછલથી એમ જણાય કે આ માણસ સ્વજ્ઞાતીનો નથી તોપણ આગલા બયાનમા લખ્યા મુંજબ સ્ત્રીને તેમજ તેના સગોત્રીના લોકોને લગનનો ગાંઠ બાંધી દીધેલા રહેવા દેવો કે નહી અથવા તોડી નાખવો તે તેઓની ઇચ્છા ઉપર મુલતવી છે. કોફુની બાબત માત્ર હમારા આ ઇતિહાસિક પુસ્તક સાથે કાંઇ થોડો ઘણો સંબંધ ધરાવને લીધે કરી ટુંકમા સમજુતી માટે લખી જણાવેલી છે પરંતુ એ બાબતને લગતું બયાન એટલા બધા વિસ્તારથી બયાન કરવામા આવેલું છે કે અગર જો હમો લખી જણાવીએ તો સોથી બસો પાનાનું માત્ર એજ વિષેનું પુસ્તક થઇ જાય માટે અગત્ય જેટલુંજ લખી જણાવ્યું વધુ માટે દીનના આલેમોથી વખતો વખત જરૂરત પડે તો ખુલાસો કરી લેવું વધારે બેહતર તરીકે છે.

દીબાચાનું છેવટ તથા કર્તાની અરજ

૧૪—છેવટે હમો હમારા આ પુસ્તકના દીબાચાને ખતમ કરતા હમારા મુસલમાન ભાઇઓની સાર્વજનિક જ્ઞાતિ સમાજના સાહેબોનું મારી એક અદના નીચે લખી જણાવેલી ભલામણ તરફ લક્ષ ખેંચવાને તસ્દી આપતા નમ્રતા પુર્વક અરજ કરૂ છુ અને આશા રાખુ છુ કે હમારી લખી જણાવેલી હકીકત ઉપરથી તેનો પુરતો બંદોબસ્ત કરવા માટે તૈયાર થઇ જશો. ?

સાહેબો આપણા પ્રાચીન કાળના બુઝુર્ગોએ નૈતીક તેમજ ધાર્મિક તેમજ વ્યવહારિક બાબતોમા મકકમપણે રહીને

ઇસ્લામ તથા ઇસ્લામીઓની ઉન્નતિ માટે જે ખુબી ભરેલા પ્રાક્રમો કરીને ઇસ્લામ તેમજ ઇસ્લામીઓ જે ફળદ્રુપ બગીચાની બુન યાદ નાખીને તેમજ તેને તૈયાર કરી તેની સૌન્દર્ય રચના આપીને તેમા ભાંત ભાતના સુગંધી ફુલોના વૃક્ષો જે વાવી ગયા હતાં તેની સંભાલણુ તેમના પછીના કેટલાક અમુંક વંશજોએ અમુક મુદ્દત સુધી શુસોભિત રાખી હતી પરંતુ તેઓના પાછલવાલાઓએ એશોઅશરત મોજમજાની લીલામાં પડીને સૌન્દર્ય પ્રફુલ્લિત બગીચાની દેખરેખ તથા નિત્ય તેની સંભાલણુ કરવાની યોજનાઓ ઉપર બીલકુલ લક્ષ આપ્યું નહી જેથી કરી આહ ? આ સૌન્દર્ય બાગ મુર્છા સ્થિતીમા આવી પડયો અને પ્રતિદિન તેની સુંદર ભરેલી હાલતમા બગાડો આવતો ગયો અને હજુ સુધી તે બગાડામા વધારો થતો જાય છે છતા મુસલમાનોનુ તે તરફ લક્ષ નહી ખેંચાતુ અને અશુધ્ધ સ્થિતમાજ પડેલા છે જોકે એને માટે હાલના ચાલુ સમયમા પોકારો પણ થઇ રહેલા છે પણ તેમાં મોટે ભાગે દેખાવો અને સ્વાર્થીપણાનો સમાવેશ હોવાને લીધે કરી મુસલમાનો ઉપર તેની જેવી જોઇએ તવી અસર થતી નથી શું આ રકતના આસુ પાડવા સમાન નહી તો બીજુ શું કહેવાય ? ?

આ ઉપરથી આપણા ગુજરાતવાસી કેટલાક અમુક જીલ્લાના આસપાસના ગામો તથા કસબાઓ તથા શહેરના મુસલમાનભાઇઓની નજરોનજર દીનપ્રતિદિનની દેખાતી હાલત જે જોવામા આવે છે અને કેટલાક અમુક વંશજોમાં ઝેરે કાતિલનુ કામ કરનાર રસમ રીવાજો તથા ભયંકર દોષ ભરેલી રૂઢીઓ ચાલુ થએલી જણાય છે. તે જોઇને વલ્લાહ મારૂ હૃદય કાંપી જાય છે કે આ મુજબની હાલત રહેવાથી કોમની શુ હાલત થશે તેનો વીચાર આવતા માત્ર લિલ્લાહ હમદર્દીની ખાતર લખી જણાવું છું કે દીન પ્રતિદિન જે જે સ્વજ્ઞાતિ મંડળમાં શરીઅતને વીરૂદ્ધના રસમો રીવાજ ઘુસેલા છે તેને એક પછી એક ધીરજથી

હિકમતે અમલીથી કામ લઇને તેને કૌમમાથી નાસ કરવાની સંપુર્ણ યોજના કરો અને આ બધુ કામકાજ આજકાળના નવજુવાનોને કરવાનું છે અને તેમા જોઇતી સલાહ કૌમના અનુભવિ વૃધ્ધ શ્રિમન્તો ત્થા અકકલમન્દોથી લેવાની પણુ મોટી જરૂરત છે. આહ ? આજકાલના સુધારાએ ત્થા ફેસનનાં શોખીઅે કેટલાંક નવ જવાનોને નાચ રંગ જુગાર ત્થા સટ્ટા રમવાની ભયંકર હાલતમા સુબતેલા કરી દીધા છે. આવા નવ જવાનોથી કૌમની ઉન્નતીની આશા રાખવાની જગ્યાએ કૌમની સંપુર્ણ પડતી થવ.નો ભય રહેલો છે ખુદા કરેને આવા નવજવાનો પોતાની તેમજ પોતીકા બાલબચ્ચાઓની હાલત ઉપર રહમ ખાયને હાલત સુધારી દે તો ઘણુ. સારૂ થાય ઉપર લખી જણાવેલી બાબત વિષે જે જે સ્વજ્ઞાતિઓમા કૌમને બરબાદ કરનાર ખરાબાઓ જણાય આવે તો તે કોમના લાગવગ ધરાવનાર શ્રીમનતો ઉપર ફરજ છે કે પોતાના લાગવગ તથા દબાણુથી કોમને બરબાદ કરનારા રસમો રીવાજનો અટકાવ કરે તેમજ બુરે રસ્તે ઉતરી ગએલા નવ જવાનો ઉપર પણુ પોતીકું દબાણુ ચલાવી જુગાર રંડીબાજી તથા સટ્ટા ઇત્યાદિ બાબતોથી તેઓને નહી કરવા માટેનો બચાવ કરે એનુંજ નામ મુરબ્બીપણું અને કોમના સરદાર તરીકે ગણુવામાં આવે પણુ આપણે શું નો શબ્દ બોલનારાઓ ખરૂં જોતા કોમના તેમજ પોતીકી આલ ઓલાદના દોસ્તનું મા શત્રુઓ છે તે વતરોક આવા સાહેબો જેઓનો દબાવ પડી શકે છે તથા તેઓ બુરા કામોથી મનાઇ કરવા માટે શકિતવાન છે તેઓ આવો શબ્દ બોલે કે આપણે શું જેનું હશે તે ભોગવી લેશે એવા શકિતવાન લોકો પોતે પોતાના પણુ દુશમન છે જેનો એક મોતેબર દાખલો નીચે લખી જણાવું છું.

કીતાબ અલ બસાએરના કર્તા જનાબ મરહુમ મૌલાના અબદુલ. હૈ સાહેબ (હર) કફલતવી જીલ્લા સુરત મજકુર કીતા-

બની બસીરત પહેલી પૃષ્ટ ૪–૫ માં લખી જણાવેલું છે કે હુઝુર (સ૦ અ૦ વ૦)નો ઇરશાદ છે કે જે માણુસ પોતાના ભાઇ મુસલમાનોને બુરાઈથી બચાવવાને શકિતવાન હોય તો તેને હાથ વડે રોકે એટલે પોતાની સત્તા અધિકારથી અથવા કોઇ પણ દબાણુથી નિન્દા કરનારને રોકે અને જે માણુસ આવી રીતની સત્તા ધરાવતો નહી હોય તો મોઢેથી બુરાઇ કરનાર તથા કરનારાઓને વાએજ નસીહત સમજુતી આપીને રોકે આ મુજ બની શકિત પણ નહી ધરાવતો હોય તો દીલથી તેને અથવા તેઓને નિન્દાપુર્વક સમજી લે પણ આ મુજબ માત્ર દીલથી બુરૂ સમજી લેવું ઇમાનની કમજોરીનું કારણ છે ખુલાસો એ જે જ્યાં લગણુ બની શકે તેને રોકાણુ કરવાની કોશીસ ચાલુ રાખે જેઓ શકિતવાન હોવા છતાં દોષ રોપી કામો કરનારાઓને રોકાણુ નહી કરતા તેઓને માટે પણ હુઝુર (સ૦ અ૦ વ૦) ઇર્શાદ ફરમાવે છે કે બુખારીમા નોમાનબીન બશીરથી રીવાયત છે કે એક વહાણુમાં સફર કરનારાઓ જે વહાણુના બે તબકા હોય જેમાં મુસાફરી કરનારાઓ બે વિભાગે વહેચાઇ એક પક્ષ ઉપલા તબકામાં બેઠેલા હોય અને બીજા નીચલા તબકામાં તો નીચલા તબકા વાલોઓ વારંવાર ઉપલા તબકા ઉપર આવીને પાણી ભરી જાય છે જેથી કરી ઉપલા તબકાવાલાઓને અડચણુ પડવાને લીધે કરી તેઓને રોકાણુ કરે તો પછી નીચેના તબકાવાલાઓ પાણીની જરૂરત હોવાને લીધે કરી વહાણુના તળીઆમાં છિદ્ર કરવાના હથીઆર વડે છિદ્ર કરવા બેસે અને આ બાબતની ખબર ઉપલા તબકાવાળાઓને તત્કાળ મલેથી નીચલા તબકામાં જઇને છિદ્ર કરનારાઓનો હાથ ઝાલી લેતા કહે કે બંધુઓ તમો આ શું બળાત્કાર કરવા બેઠા છો તમોને કાંઇ ભાન છે કે નહી આમ કરવાથી તો આપણે બધા હલાકીમાં પડી જઇશું છિદ્ર કરવાથી વહાણુમાં પાણી ભરાઇ જશે જેથી કરી વહાણુ ડુબી જવાનો ભય છે આ મુજબ સમ

જુતી કરી લે તો બન્ને પક્ષોનો બચાવ થઇ જાય પરંતુ આપણે શું? નો શબ્દ વાપરી જાણી બુજીને બે પરવાઇ વાપરતા નીચલા તબકાવાલાઓને છિદ્ર કરવા દે તો તેનું પરિણામ શું થાય? બન્ને પક્ષોની હલાકી!!

દાખલો બીજો હજરત જાબેર (રદી)થી રીવાયત કરવામાં આવેલી છે કે જનાબ રિસાલત મોઆબ (સ૦ અ૦ વ૦) એ ફરમાવ્યું હતું કે ખુદાવન્દ તાઆલાએ એકવાર હજરત જીબ રાઇલ (અ૦ વ૦)ને હુકમ આપ્યો કે ફલાણું શહેર તેના રેવા-શીઓ સહીત ઉલટાવી દો જેથી કરી બધા હલાક અને નાસ પામી જાય આ ઉપરથી હજરત જીબરાઇલ (અ૦ વ૦) એ ખુદા વન્દ તાઆલાની દરગાહમાં અરજ કરી કે ઓ અલ્લાહ પાક મજકુર શહેરમાં આપનો એક બન્દો ઘણોજ નેક માણસ છે જેણે લેશ માત્ર પણ આપનો કોઇ ગુનોહ નહી કરેલો છે. પુન-રપી હુકમ થયો કે તેને પણ આ બધા પાપીઓ સાથે ઉલટાવી દો કે તે પણ હલાક થઇ જાય કારણ કે શહેરના લોકોને પાપ કરતા જોઇને લેશ માત્ર પણ એને પસ્તાવો નહી થયો....અલ્લા-હો અકબર; આ ઉપરથી દરેક તે કોમના આગેવાનો શ્રીમંતો તથા મોલવી આલેમોને કે જેઓ પોતે પોતાની લાગવગથી અથવા કોઇ પણ પ્રકારની સત્તા અધિકારથી પોતીકા ગામ અથવા શહેરના તે લોકોને જેઓ ખુલ્લી રીતે દોષ રોપ કામો કરી રહેલા હોય એવા નિન્દકોને દોષ રોપી કામોથી જાણવા છતાં આપણે શું કહીને આંખ મિચામણા કરે તો તેવા સાહે-બોને ઉપલી હકીકત ઉપરથી સાવચેતિ પુર્વક વીચાર કરવાનો છે કારણ કે ઉપર લખી જણાવેલી હદીસો વતરોક ત્રીજી એક હદીસ પણ લખી જણાવું છું અબદુલ્લા બીન મસઉદ (રદી)થી રીવાયત છે કે એકવાર હુજુર (સ૦ અ૦ વ૦) અઠેલીને બેઠેલાં હતાં ને ફરમાવ્યું કે યાદ રાખજો કસમ છે તે પવિત્ર ખુદા વન્દની કે જેની શકિતબળમાં મારો જીવ છે. કદી પણ છુટકારો

નહી પામી શકતા જ્યાં લગણુ તમો તમારી યથાશકિત પ્રમાણે હોલશોપી કામોને રોકાણું કરવામાં હિમ્મતથી કામ નહી લેશો. આ બાબત વિષેની વાત કેહતી વખતે આપે ટેકણુ મુકી દઇ સીધા થઇ ગયા હતા એટલે એનો મુળ ખુલાસો એ જે આપ (સ૦ અ૦ વ૦)એ આ બાબત વિષે સાવચેતીને કેહવા માટે ગુસ્સામાં કહી સંભળાવી હતી જેનો મુળ સાર એ નીકલે છે કે આ બાબત ઘણીજ અગત્યની છે. શું ઉપર લખી જણાવેલી હદીસો વાંચી જવા પછી પણુ મારા નવ જવાન મુસલમાન બંધુઓ તથા દરેક કોમના આગેવાન સાહેબો હલાકીમાં પડવું પ્રશાન્તા રાખશો કદી નહી બનવા જોગ નથી ત્યારે મને આશા છે કે તમો સાહેબો પ્રસંગોપાત એ વિષે કરી તમારી યથા-શકિત મુજબ જરૂર અને જરૂર કોસીશો કરવાને ચુકશો નહી અને હું પણુ ખુદાવન્દ તાઆલાની બુઝુર્ગ વાર દરગાહમાં મારા ખરા અંતઃકરણ પુર્વક દુઆ ચાહુ છું કે એ ખુદાવન્દ તાઆલા તું તારા મહજ કરમો ફજલી મકકમપણે બુરાઇઓને મટાડી દેવા માટે સંપુર્ણ શકિતવાન બનાવ આમીન! વાંચક વર્ગનાં સાહેબો અલહુમ્દાલિલ્લા તે પાક પરવર દીગારની કૃપાવન્તથી દીબાચો ખતમ કરવાને હું શક્તિવાન થયો છું અને હવે સર્વેથી છેવટે વાંચક વર્ગોની માનવંતી સેવામાં સવિનય વિનંતી કે આ પુસ્તકમાં કોઇ પણુ પ્રકારની ભુલચુક થઇ ગએલી હોય તેને માફીના વસ્ત્રમાં છુપાવીને સેવકને ક્ષમા કરશો તો ઇશ્વરની કૃપા તમારા ઉપર થશે.

લી૦ ખાકસાર,

મોહંમદ આરેફ દાખલી

ખુદાપાક મારા ગુનાહોની માફી બક્ષે.

મુ૦ રાંદેર ઠા૦ તાઈવાડા મોહલ્લા.

૭૮૬



## પ્રકરણ ૧ લું.

---

દીબાચા વિષેની સુચના.

૧. વહાલા વાંચક વર્ગના સાહેબો આ પુસ્તકનો દીબાચો એટલે પ્રસ્તાવનામાં લખી જણાવેલા નંબર (૧૪) સુધીના લખાણો જરૂર વાંચવા કારણ કે તે લખાણોને વાંચવાની મોટી જરૂરત છે અને તેને વાંચવાની મોટી જરૂરત આ કારણે છે તેનો ખુલાસો નીચે લખી જણાવું છું. ઇસ્લામી દુન્યાના નામચીન ઇતિહાસિક લેખક ઇબનેખલદુન (૨૯) પોતાની તવારીખ ઇબને ખલદુનના દીબાચામાં લખી જણાવે છે કે કોઇ પણ કોમ અથવા દેશ અથવા વસ્તુનું વર્ણન લખવા આગળ તેની સમજુતી માટે દીબાચામાં દાખલા દલીલો લખીને તેનો ખુલાસો સમજાવવો કારણકે ઇતિહાસ લખવાનું મુળ કારણ અને ભેદ એ હોય છે કે પુર્વજનોની સારી તથા નરશી કારકિર્દી બતાવીને તેના થકી અભ્યાસ તથા ધડો લેવાનો છે કે એક વસ્તુ અથવા કોમ આગળ કેવી રીતે ચઢી તે પછી તે ઉન્નતીના પાયા ઉપર કેવી રીતે ચઢી તે પછી તે પડતીમાં

આવી પડી તેના શું શું કારણો હતા જેથી પાછી આવી અવદશામાં આવી પડી તેમજ નીચ ઉચના અર્થ સમજાવવું અને કોમી પોલીટીકલ બાબતો તથા સીયાસત એટલે કોમનું માન તથા દબદબો રહે તેની વખતો વખતની યોજનાઓની સમજુતી લખી જણાવવી ઇત્યાદિ બાબતો હોવી જોઇએ માત્ર કોમના વખાણજ વખાણ લખી જણાવવું એનું નામ ઇતિહાસ નહી કેહવાય. એ તો વખાણ નામું થયું. એનાથી કોમને કોઇ જાતનો લાભ થઈ શકે એમ નથી માત્ર વખાણો લખવાથી કોમમાં ઉલટો બગાડો થઇ પડે છે. આજકાલ કોમની કેટલીક ખરાબ ટેવો તથા બાબતો લખી જણાવવાથી કેટલાંક અણસમજુ બુરૂ માને છે પરંતુ હમો સાથે સાથે એટલું પણ જરૂર લખી જણાવીએ છીએ કે કોમની એબો બતાવતી વખતે કોઇ ઉપર ખાસ હુમલો કરવો નહી. આમ એટલે લોક ચર્ચા તરીકે તે બાબતોને સારા રૂપમાં લખી જણાવવું એવી મારી મારા દરેક લેખક ભાઇઓને ભલામણ છે. ઉપલા હમારા લખાણ ઉપરથી પુરાવા વાર સાબેત થઇ ગયું કે દીબાચો વાચવાની પણ વાંચક વર્ગોને મોટી જરૂરત છે એટલાજ માટે હમોએ પણ વાંચક વર્ગના સાહેબોને સેહલાઇ થઇ પડે તે માટે કરી દરેક બાબતો વિષેના પૃથક્કરણ કરી બતાવ્યા છે.

ઇતિહાસ લખવાનું કારણ શું.

૨. હમારી કોમના બુઝુર્ગવાર મરહુમ જનાબ મૌલાના મોલવી અબદુલ હૈય કલકત્તાવાસી (રહ) સાહેબ તેવણની હયાતીમાં હમો આગળ ઘણીવાર વોહરા કોમનો ઇતિહાસ લખવા માટે ઉત્સાહ જણાવતા હતા કે ઇનશાઅલ્લા પુરસદે જો મને એના સંપુર્ણ સાધનો મલી આવશે તો જરૂર લખીશ. પરંતુ ભારે દીલગીરી સાથે લખી જણાવવું પડે છે કે તેવણ સાહેબની જીન્દગાનીએ યારી નહી દેતા ખુદાની રહમતે

પહોંચી ગયા. (ઇન્નાલિલ્લાહે વઇનના એલૈહે રાજેઉન) ખુદા પાક મહુજ્તેના કર્મી ફઝલથી તેવણુને ગરીકે રહેમત કરે આમીન ! જો અગર તેવણુની જીન્દગાની યારી દેતે અને તેવણુ જેવા એક લાયક આલિમના હાથે વોહરા કોમનું ઇતિહાસિક વર્ણન લખાતે તો તેની ખુબી ઘણીજ અનુપમ થઇ પડતે ખેર ખુદાપાકે દરેક બાબત વિષે વખત ઠેરવી દીધેલું છે તે પ્રત્યે તેનું વખત આવતા આ કામ મુજના ચીજના હાથે કરાવવાનું હશે તો તેના સાંધનો મેળવવા માટે મને સેહલાઇ આપીને તે લખવાની ઉત્સાહ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ અને આજે હું મારી યથાશકિત મુજબ તથા મારી નાચીજ સમજ બુજ મુજબ સદરહુ ઇતિહાસ રચી તથા છપાવી પ્રગટ કરવાને શકતિ વાન થયો એ માટે અલ્લાહ પાકનો મોટો શુકરાનો અદા કરતાં

સુજ્ઞ વાંચક વર્ગ સનમુખ સવિનય પુર્વક લખી જણાવું છું કે મનુષય જાતિ નિત્ય ભુલને પાત્ર હોય છે. માટે કરી મારી દરેક ભુલચુક અર્થે ઉદાર વૃત્તિથી દરગુજર કરતા સુધારી લેશો. દરેક પરોપકારી કાર્યોમાં પરોપકાર કરનાર અથવા કરનારાઓનો આભાર માનવો એ એક સુંદર કર્ત્તવ્ય છે કારણ કે એના વિષે કરી હદીસ શરીફમાં પણ નીચે મુજબનું લખાણ આવેલું છે.

(લાયશ કુરૂનનાસા–લાયશ–કોરૂલ્લાહ.)

અર્થ જેઓ પોતાના પરોપકાર કરનારનો આભાર માનતા નથી તેઓંએ ઇશ્વરનો આભાર નહી માનવા સમાન છે તો તે પ્રત્યે આ મારા અદના પુસ્તકને છપાવી પ્રગટ કરવા માટે જે સાહેબોએ ઉત્સાહ અને ઉદાર વૃત્તિ સહીત પૈસા સંબંધી તેમજ પુસ્તકો તેમજ કેટલીક જાણવાજોગ બાબતોથી મુજ સેવકને જાણકાર કરવામાં મદત આપી છે. તેઓનો મારા સત્ય અંતઃકરણ પુર્વક આભાર માનુ છું અને તેવણુ સાહેબોના મુબારક નામો પણ થોડી ઘણી વીગત સહીત નીચે લખી જણાવું છું જ્યારે મારી આ અદના પુસ્તકની રચના કરવામાં ખુદાએ પાકની માત્ર

કૃપાથી સફળતા પ્રાપ્ત થઇ ગઇ તે પછી એનો દીબાચો લખ્યો અને દીબાચાનું લખાણુ સમાપ્ત થઇ જવા પછી મારો મક્કમ વીચાર છપાવી પ્રગટ કરવાનો થઇ જવા બાદ હું સર્વેથી પ્રથમ મારી કોમના શેઠ મી૦ અહમદ ઇબ્રાહીમ સીંગાપોરી સાહેબની જેવણુ કે આજકાળ મારી કોમને ઉન્નતીમા લાવવા માટે કરી ઘણાજ ઉત્સાહથી આગેવાનીનો ભાગ લઇ રહયા છે મુલાકાત લીધી અને આ પુસ્તક છપાવી પ્રગટ કરવા માટે કરી મારો વિચાર જાહેર કરયો તથા આ પુસ્તકમાંથી જુદા જુદા વિષયો ઉપર લખેલું લખાણુ વાંચી સાંભળવતા એવણુ સાહેબે મને છપાવી પ્રગટ કરવા માટે તેમજ પોતાથી બની શકે એટલી પૈસા સંબંધી મદત આપવાને પ્રસન્નતા બતાવી વચન આપ્યું કે મારાથી બનસે એટલું કરીશ તે પછી એવણુ સાહેબે એવણુના મિત્ર શેઠ મી૦ હાજી મોહમંદ ઇસમાઇલ આરેફ આગળ એ વિષેની વાત કર્યા પછી તેવણુની મુલાકાત લેવાને મને કહયું તો હું શેઠ હાજી મોહંમદ ઇસમાઇલ આરેફ સાહેબની મુલાકાતે ગયો તેવણુ સાહેબની મુલાકાત લીધી પછી તેવણુને પણુ થોડી ઘણી ઇબારત વાંચી સંભળાવી જે ઉપરથી તેવણુ સાહેબે પણુ શેઠ મી૦ અહમદ ઇબ્રાહીમ સીંગાપોરી સમાન પોતાની પ્રસન્નતા બતાવતા પૈસા સંબંધી મદત આપવાને વચન આપ્યું.

મજકુર બન્ને સાહેબોની પ્રસન્નતા બતાવવા ઉપરથી મારા ઉત્સાહમાં તથા હીમમતમાં છપાવી પ્રગટ કરવા વિષેનો વધારો થયો તે પછી મારા મિત્ર મી૦ આજમ હાજી અહમદ ઇસમાઇલ સાહેબ જેવણુ કે આજકાળ પોતાના પિતાજીના માતામહ સાહેબના તરફથી રાંદેરમાં ચાલતી ઇંગ્રેજી ભાષાની હાય સ્કુલના કારભારી તરીકે સ્કુલનું કામકાજ બજાવી રહયા છે તેવણુને આ પુસ્તક વાંચવાને આપી કે એમાં જે કાંઇ ભુલ ચુક હોય તે સુધારી આપશો તે પછી મારા મિત્ર મી૦ આજમએ થોડા દીવસ પોતાને પાસે મજકુર પુસ્તક રાખીને સ્થળે સ્થળે તેવણુ ને જે યોગ્ય લાગ્યા તે લખાંણો વાંચીને નીચે મુજબનો અભીપ્રાય

આપ્યો કે આ પુસ્તકની ઇબારત ગુજરાતી વ્યાકરણની ભાષાનો જોતાં તેવી વખાણવા લાયક નથી પરંતુ સાધારણ દ્રષ્ટીથી જોતા સાર્વજનિક પ્રજાને સમજી લેવા માટે કરીને ઇબારત સાધારણ રીતે ઠીક છે પરંતુ એમાં લખી જણાવેલા તમારા વીચારો હેતુઓ અલબત વખાણવા કાબીલના છે કે જેનાથી શુધ્ધ ભાષાના શબ્દ નથી લખાયલા હોવાની એબને ઢાંકી દે એવા સુંદર હેતુઓ તથા લખાણો લખી જણાવ્યાં છે. તે પછી નીચે લખી જણાવેલા લેખના નીચલા ભાગમાં જે (નામો) લખી જણાવેલા છે તે સાહેબોએ લેખમાં લખેલી શરતો મુજબ આ પુસ્તકને છપાવી પ્રગટ કરવામાં ભાગ લીધો છે. તેઓને ઇશ્વર ઉત્તમ બદલો બન્ને જગતમાં આપે આમીન અલ્લાહુ હુમ્મા આમીન સુમ્મા આમીન.

( લેખ )

આ પુસ્તક છપાઇ જવા પછી એની કીમત રાખીને વેચવાની એક સુંદર ગોઠવણ કરવામાં આવેલી છે એટલે એની જે કીમત ઉપજશે તેમાંથી ગુજરાતવાસી મુસલમાન ભાઇઓને વખતો વખત યોગ્ય લાગતા દીનના લાભો પોંહુચાડવા અર્થે મોતેબર ધર્મ પુસ્તકો ઉપરથી મસલા મસાએલોને રીસાલાના અથવા હેન્ડબીલોના આકારમાં છપાવી પ્રગટ કરતાં રહેવું. જ્યાંલગણ મજકુર પુસ્તકની કીમતના પૈસા ચાલી શકે ત્યાં લગણ મુસલમાન ભાઇઓના લાભ અર્થે આ કામ ચાલુ રાખતા ચંદો દેનાર સાહેબોને સદકે જારીઆનો સવાબ પોંહુચાડતા રહેવું. આ ઉપરથી દરેક ખરીદદારને પણ જાણવું જોઇએ કે તમો સાહેબો તમારા સાચા દીલથી ઉપર લખી જણાવેલા કામો નિત્ય જારી રાખવાની ખાતરે આ ઇતિહાસિક પુસ્તકની એક અથવા એકથી જેટલી વધું નકલો ખરીદીને ગરીબ લોકોને વાંચવા આપશો તો તમોને પણ તેના પરમાણ મુજબ સદકે જારીઆનોજ સવાબ મલશે.

# ( આ પુસ્તકના પરોપકારી સાહેબોના મુબારક નામોની લીસ્ટી. )

(૧) શેઠ મી. હાજી મોહંમદ ઇસમાઇલ આરેફ સાહેબ
(૨) શેઠ મી. હાજી અહમદ ઇબ્રાહીમ સીંગપોરી સાહેબ
(૩) શેઠ મી. હાજી મોહંમદ કાસમ પટેલ સાહેબ
(૪) શેઠ હાજી મોહંમદ યુસુફ સાહેબની કું૦
(૫) શેઠ મી. હાજી મોહંમદ આજમ ઇસમાઇલ સાહેબ
(૬) શેઠ મી. મોહંમદઅલી મોદન સાહેબ
(૭) શેઠ મી. અહમદ ઇબ્રાહીમ નાના સાહેબ
(૮) શેઠ મી. મોહંમદ યુસુફ ઓલા સાહેબ
(૯) શેઠ મી. હાજી અહમદ હાજી યુસુફ બોટાવાલા
(૧૦) શેઠ મી. આજમ આરેફ ભામ સાહેબ
(૧૧) શેઠ મોહંમદ આરેફ મુલ્લા સાહેબ

ગુજરાત પ્રાંત અને વોહરા કોમ.

૩–ગુજરાત પ્રાંતમાં રહેતાં વોહરા કોમ એટલે વેપાર મંડળના લોકો જેઓ મુંબઇ ઇલાકાના તથા મોટા શેહરો તથા કસબાઓ તથા ગામડાઓમાં વસવાટ કરી રહેલા છે. એઓ મુખ્ય કરી ગુજરાત પ્રાંતના મુળ રેહવાસીઓ છે. કારણ જે ઇતિહાસિક પુસ્તકોનું અવલોકન કરતા ગુજરાત વાસી હિન્દુ મહાજનો બ્રાહ્મણો તથા ખેડુતો જેઓ ઇસ્લામ ધર્મથી મુશર્રફ થએલા તેઓને ઇતિહાસિક પુસ્તકોમાં વોહરા ઉપનામથી લખી જણાવેલા છે. જેનું ખુલાસાવાર બયાન આગલ જતા આવશે. વોહરાઓ કોમના

જુદા જુદા પંથોમાંથી શીઆપંથના વોહરાઓ આજથી (૮૪૩) વર્ષ ઉપર શીઆપંથના યતીઓની મારફતે શીઆપંથના મત મુજબ મુસલમાન થએલાની જાણ થાય છે પરંતુ અહલે સુન્નત વલજમાઅતના વહોરાઓ બે ત્રણ વિભાગે જુદા નામોથી ઓળખાય છે જેઓના સ્વજ્ઞાતી નામો નીચે મુજબ છે. પટણી વોહરા અથવા કાગઝી કાનમ યા વોહરા. ઘાંચી વોહરા અને સુરત જીલ્લાના ખેડુત વોહરા તેમજ શીઆપંથના વોહરાઓમાં પણ ત્રણ જુદા જુદા મત ઉપરથી ઓળખાય છે. દાઉદી શીઆ વોહરા સુલેમાની શીઆ વોહરા અને ઇસમાઇલ્યા શીઆ વોહરા ઉપર લખી જણાવવા મુજબ વોહરા કૌમની જુદી જુદી સ્વજ્ઞાતીઓથી સુરત જીલ્લાના ખેડુત વોહરાઓ આજથી બારસો વર્ષ ઉપર અહલે સુન્નત વલ જમાઅતના મત મુજબ પ્રથમ-થીજ ઇસલામથી મુશરફ થએલા ઇતિહાસિક પુસ્તકો ઉપરથી પુરાવો થાય છે જેના પુરાવાનું વર્ણન ઇનશાઅલ્લા આગલ જતા લખી જણાવીશું. તેમજ આ પુસ્તકની રચના કરતી વખતે હમોએ જે જે પુસ્તકો ઉપરથી ઉતારો લીધો છે તે ઇતિહાસિક પુસ્તકોના નામો લખી જણાવવાની પણ મોટી જરૂરત જણાતા તે પુસ્તકોના નામો હમો નીચે લખી જણાવીએજ.

ઇસલામકી દસવી કીતાબ ઉર્ફે તારીખ હુબબો હુબાબ વજકરતે બહાદુરાને ઇસ્લામ ભાગ પેલો અને બીજો, મજકુર બન્ને ભાગો (૪૪) નામચીન ઇતિહાસિક પુસ્તક ઉપરથી રચના કરવામાં આવેલી છે જેના ગ્રંથકારો હિન્દુ મુસલમાન તથા ઇસાઇ ઇતિહાસિક નામચીન લેખકો છે. દાવતેફાતેમી ગ્રંથકાર હસન નીજામી દાવતે ઇસ્લામ ઇંગ્રેજી નામ પ્રિચિંગ ઓફ ઇસ્લામ ગ્રંથકાર અલીગઢના માજી પ્રોફેસર મી૦ આરનલ સાહેબ, અને ગુજરાતી ભાષામાં નીચે લખી જણાવેલી પુસ્તકો ઉપરથી ઉતારો લીધો છે. ભારતખંડનો સરળ ઇતિહાસ ગ્રંથકાર વિઠ્ઠલદાસ ધનજી

-ભાઇ પટેલ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રગટ થયેલા ગુજરાતનો અર્વાચીન તથા પ્રાચીન ઇતિહાસો ઉપરથી તેમજ હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ ગ્રંથકાર રા૦ બા૦ કમળાશંકર બી૦ એ૦ તથા ત્રિવેદી ઇત્યાદી બીજા ઇતિહાસિક પુસ્તકો ઉપ રથી જેના નામો હમોએ ઘણુકરીને વિષયના લખાણ સાથે સ્થળે સ્થળે લખી દીધેલા છે છતાં વધુ અને બેહતર જાણુકારક ખુદાએ તાઆલાની પવિત્ર જાત છે.

શીઆ વોહરા પંથનું વર્ણન

જાણવું જોઇએ કે જેવી રીતે હાલની આપણી ચાલુ સદીમાં કેટલાંક કારણોસર તુર્ક લોકોની રાજ નીતીમાં મંદપણું આવીજતાં પોતાના મહાન બળવાન રાજ્યના યુરોપ તેમજ એશિઆ ખંડમાં આવેલા કેટલાંક ઝરખેજ પ્રાંતો તથા શેહરો ગુમાવી બેઠા અને જેના ભાગલા પડી જવાની ખબરો આપણને પ્રતિદિન વર્તમાન પત્રોની મારફતે થતી રહેતી હતી કે આજે ફલાણો પ્રાંત તુર્કીના હાથમાંથી ગયો કાલે ફલાણો પ્રાંત ચાલ્યો ગયો એવીજ રીતે ભુતકાળમાં સને ર૯૬ હીજરી ન૦ બ૦ વી૦ ની ચાલુ સદીમાં અબબાસી વંશની સત્તાઅધીકારમાં સહેજસાજ મંદપણુ આવી જવાને લીધે કરી ઇરાન દેશના ખેલતાન તથા ચલમાન પ્રાંતો તેમજ અરબ દેશના નજદ તથા યમન પ્રાંતમાં શીઆ પંથના મતધરાવનારાઓનુ જોર વધુ થઇ જવાથી મજકુર પ્રાતોમાં શીઆ લોકોની રાજસત્તા થઇ ગઇ હતી. અબબાસી ખિલાફતના આવા નાજુક સમયનો લાભ લઇ ઓબેદુલ્લાહ નામનો એક માણસ રાજદુવારી બાબતોથી આપણા હાલના રાજદુવારી નેતાઓ સમાન ઘણોજ વાકેફગાર હતો તે પોતાનુ ભાગ્ય અજમાવવા માટે ઉભો થયો અને હજરત ઇસમાઇલ બીન જાફર સાદિક (રદી) ની આડ લઇને કે જેવણ સૈયદના હજરતઅલી (રદી) ની ઓલાદમાંથી

સાતમા ઇમામ રીતે ગણાતાં હતાં સાર્વજનિક લોકોમા એવી પ્રકારની ચર્ચા તથા ભાષણો કરવાને શરૂ કરી દીધાં કે ખરી રીતે ખિલાફતનું હકક અબબાસી વંશજોનું નથી. મજકુર ઇમામ તથા તેવણુની ઓલાદનું છે માટે લોકોએ મજકુર ઇમામના હાથ ઉપર બેત કરવી જોઇએ અને પોતાને લોકોમાં તેવણુનો પ્રતિનિધિ રીતે ઓળખાવતાં પોતાના હાથ ઉપર લોકો પાસે બેઅત લેવડાવતો હતો હળવે હળવે આ ખબર તે વખતના અબબાસી વંશના ખલિફા અલ-મોઅ-તમેદ બિલ્લાહને પડી ગઇ કે ઓબેદુલ્લાહ નામનો માણુસ ખિલાફતના સત્તાઅધિકારવાલા કસબાઓ તથા ગામડાઓમાં જઇને મારા વિરૂધ્ધ ઉસકેરણી કરે છે તો તેને પકડીને જેલખાનામાં હોમી દીધો જેવી રીતે કે આપણી ઇંગ્રેજી સરકારે સ્વરાજની તથા ખિલાફતની ચળવળતા વખત હિન્દી નેતાઓને રાજદ્વારી મામલામાં દખલ દેવા માટે કરી જેલમાં હોમી દીધા હતા ઓબેદુલ્લાહ બંધીખાનામાં બંધ થયા પછી તેના સારા ભાયગ તે વખતનો ખિલાફતનો પ્રધાન શીયાપંથનો હોવાને લીધે અંદરખાને ઓબેદુલ્લાહને બંધીખાનામાં યોગ્ય મદદ મળતી હતી અને છેવટે વઝીરે તેને જેલમાંથી નસાડી દીધો ઓબેદુલ્લા બંધીખાનામાંથી છુટો થઇ જવા બાદ વળી તેણે એકવાર પોતાનું ભાયગ અજમાવવા માટે ઉત્તર આફ્રિકાના પશ્ચિમ વિભાગમાં આવેલા મીસર દેશમાં જઇને મગરેબી અરબોને પ્રથમ સમાન ઉસ્કેરવા શરૂ કરી દીધા અને પોતાને મેહદી તરીકે જાહેર કરી સીધા સાદા મગરેબી અરબો એ ઓબેદુલ્લાના છળમાં આવીને ઓબેદુલ્લાના હાથ ઉપર બેઅત કરવા શરૂ કરી દીધી જેવી રીતે આપણા ચાલુ કાળમાં મી૦ મોહનલાલ કરમચંદ ગાંધીએ રાજદ્વારી બાબતોમાં પોતાની સંપૂર્ણ લાયકતા બતાવીને હિન્દુ પ્રજામાં મહાત્માનો પદ પ્રાપ્ત કર્યો તે એટલે સુધી કે મુસલમાન પ્રજાના મોટા મોટા લિડરો તથા ધર્મ વિદ્વાનોએ પણ એવણુની રાજદ્વારી લાયકતાને માની

લીધી અને એવણુના છળમાં આવીને સ્વરાજ લેવા તૈયાર થઇ ગયા હતા પરંતુ પેલી કહેવાત મુજબ કે ભાયગમાં નહી હોય તો કયાંથી મળે મહાત્માજીના ભાગ્યમાં રાજા બનવાનું નહી હશે તો બધો બને બનાએલો મામલોજ ઉલટો થઇ ગયો મહાત્માજી ફરી બેઠા અને શાન્તિમય અસહકાર કરવા માટે તેવણુના તરફથી સાન્ત્વન એટલે શાંન્તિ કરવાની ક્રિયા શરૂ થઇ ગઇ હેતુ એજે ઓબેદુલ્લા પોતાની અભિલાષામાં સંપૂર્ણ ફાવી ગયો અને ટોળે ટોળાં મગરૈબી લોકો એના અનુયાયી થવા લાગ્યા અને એણે એબબાસી ખિલાફતના મીસર દેશના સુબા સામે બંડ જગાડી પોતે તેમાં ફાવી ગયો અને મીસર દેશનો ધર્મગુરૂ સમાન રાજા થઇ બેઠો જેવી રીતે કે હાલમાં ઇરાનના સેનાપતિ રઝાશાહ પેહલવીએ ઇરાન દેશની પ્રજાને પ્રજા અશતક રાજ સ્થાપના કરવાનું વચન આપીને છેવટે દગો આપી પોતે રાજા બની બેઠો તેવી રીતે ઓબેદુલ્લાહએ પણ રાજદ્દુવારી પોલીટીકલ ચાલ ચાલીને પોતે મીસર દેશનો રાજ કર્તા થઇ ગયો આ ઉપરથી વાંચનાર વર્ગને ધડો લેવા જોગ છે કે આપણા હાલના ચાલુ કાલના રાજદ્વારી નેતાઓ તથા ધર્મ ગુરૂઓથી ઘણુજ સાવચેતીને રૈહવાનું છે. કારણ કે એઓમાં મોટે ભાગે આપ સ્વાર્થીઓજ હોય છે, વર–મરે કે કન્યા બ્રાહ્મણનું ડાપુ જવા પામે નહી એવી એ લોકોની નિષ્ટા છે એટલાજ માટે કરી ખરૂં જોતા એ લોકો ફાવી નહી શકતા એ ખુદાપાકની મોટી મેહરબાની છે.

મુળ હેતુ એ જે ઓબેદુલ્લા પોતાના અનુયાયીઓની સહાયતાથી ઉપર લખી જણાવવા મુજબ ત્યાનો ઇમામ બની ગયો અને પ્રતિદિન એની સત્તા અધિકારનું જોર વધતુજ ગયું અને આસેપાસેના કેટલાક યુરોપ ખંડના પ્રાંતોમાંના નાના મોટા શહેરો ઉપર પણ પોતાનો કબજો કરી લીધો અને દીનપર દીન રાજબળમાં પોતાના સારા ભાગ્યે વધારો કરતોજ ગયો અને

યમનદેશના શીઆપંથના ઇમામ એટલે ધર્મગુરૂ ગાદી વારેસના નામનો પોતાની સત્તા અધિકારના નગરોમાં ખુતબો પઢાવતો હતો આમ કરવામાં ખાસ એની એક પોલીટીકલ રાજદ્વારી ચાલ હતી કારણ કે શીઆપંથના ખરા ઇમામ તરીકે યમન દેશના જે ગાદીવારેસ હોય તેજ કેહવાય ઓબેદુલ્લા પોતે શીઆ પંથનો મત ધરાવતો હતો પરંતુ એણે પોતાના સ્વાર્થ અર્થે શીઆ મતની માન્યતાથી વિરૂદ્ધ પોતાના કેટલાંક નાપાક મતો પોતાના અનુયાયીઓ ઉપર જાહેર કર્યા હતા જેમાના બે ચાર મતો નીચે લખી જણાવું છું.

નાપાકીની હાલતમાં ગુસલ કરવાનો જે ધર્મ સંબંધી હુકમ આવ્યો છે તેનો અર્થ ઇમામે વખતની તાબેદારી તથા બેઅત કરવાનો છે. વઝુથી મતલબ ઇમામ છે તે ઝકાતથી મતલબ દરેક અહલે બતેના માનનારાઓએ ઇમામે વખતની રક્ષણતા માટે પોતાનો જાન કુરબાન કરી દેવો આવી રીતે કેટલાક ખોટા અર્થ ઘડી કાઢીને પોતાની પ્રજાને તેના ઉપર અમલ કરવાનો હુકમ કર્યો હતો. ઓબેદુલ્લા વિષે કરી ઇતિહાસિક લેખકોમાં મતભેદ છે કેટલાકોનું કહેવું છે કે એ પોતે યહુદી હતો અને કેટલાકોનું કહેવું છે કે એ ઇમામે જાફર આદિક (રદી)ની ઓલાદમાંથી હતો મતલબ એ જે ગમે તે હતો પરંતુ ઘણોજ નાપાક વીચારોનો હતો એના વંશમાં (૨૭૧) વર્ષ રાજ સત્તા રહેવા પછી સને હીજરી (૫૬૭)માં અબ્બાસી ખિલાફતનું જોર પાછુ વધી જવાથી ઓબેદુલ્લાની રાજધાનીનો સદનતર નિત્યને માટે નાશ કરી દેવામાં આવ્યો હતો.

ઉપર લખી જણાવેલી ઓબેદુલ્લાની ટુંક હકીકતથી વાંચક વર્ગના સાહેબોને હમોએ જે જાણ કરાવી છે તે એટલા માટે કે ઓબેદુલ્લાહના મરણ પછી એની નવમી પેઢીમાં મુસતનસર

બિહ્રા નામના ગાદીવારસે સને (૪૮૭) હીજરીમાં અરબ દેશના યમન પ્રાંતના શીઆપંથના યતીઓ મારફતે ભારત ખંડમાં શીઆપંથના મત મુજબ ઇસ્લામ ધર્મ પ્રસારવા માટેનો બંધો બસ્ત કર્યો હતો અને તે માટે જ કાંઇ ખરચ થાય તે ખરચ આપવા માટેની કબુલાત આપી હતી . જે ઉપરથી યમનના. ઇસ્લામી શીઆપંથના મીસન ખાતા તરફી અબદુલ્લાહ તથા અહમદ નામી બે મોટા જાણકાર વિદ્વાન જનો કે જેઓ ધર્મ શાસ્ત્ર વિદ્યા જાણવા વતરોક આયુરવેદ, ધનુર્વેદ, ખગોળ વિદ્યા શાસ્ત્ર તથા ગણીત શાસ્ત્ર પુરાણ ઇતિહાસ ભુગળવિદ્યા ન્યાયશાસ્ત્ર શિક્ષા શાસ્ત્ર, પિંગળ શાસ્ત્ર, નિરૂકત શાસ્ત્ર, મીમાંસા ઇત્યાદિ શાસ્ત્રોના પણ વિદ્વાનો હતા.

ઉપર લખી જણાવેલા નામના બન્ને વિદ્વાન જનો અરબ દેશના યમ પ્રાંતના મુખ્ય શેહેર અદન નામના બંદર શેહેરથી જેનું કાંઠું અરબી સમુદ્ર તથા લાલ સુમુદ્રના વચલા ભાગમાં આવેલું છે ત્યાથી ભારત ખંડ તરફ આવવા માટે રવાના થયા હતા વહાણ ઉપર સવાર થયા 'પછી એઓના વહાણ અરબી સુમુદ્રના પુર્વ તરફ આવેલા ભારત ખંડના કાંઠાથી આસરે ચાલીશ પચાશ માઇલ છેટે સુમદ્રના જળ માર્ગે મુસાફરી વિતવતા ભારતખંડમાં આવેલા ખંભાતના અખાતમાં દાખલ થઇને મહી નદીના મુખ આગળ જઇ પહોંચ્યા અને મહી નદીને કાંઠે આવેલા ખંભાત નામના નગરમાં ઉતરીને ભારતખંડની ભુમિ ઉપર પોતાના કદમો જમાવ્યા આ સમયે સિદ્ધરાજસિંગ નામના રાજાનું રાજપાટ ત્યાં ચાલતું હતું સિધ્ધરાજસિંગ તે વખતે આખા ગુજરાત દેશનો રાજ કર્તા રાજા હતો પરંતુ એનું રાજધાની નગર કડી પ્રાંતમાં આવેલું પાટણ શેહેર હતું જે આગલા વખતમાં સને ઇ૦ (૭૪૫)ના સાલમાં વનરાજ નામના રાજાએ વસાવ્યું હતું તે પછી સિધ્ધરાજના વખતમાં પણ ઘણું

પ્રસિધ્ધ હતું શીઆપંથના વોહરા કોમના આ આપણા ઇતિહાસિક વર્ણનના પતિ યતીઓ અબ્દુલ્લા તથા અહમદ ખંભાતથી થઇને સિધ્ધરાજસિંગના રાજધાની નગર પાટણ તરફ જવા માટે રવાના થયા અને પાટણ શહેરના પાદરે પોંહચ્યા પછી પાદરના આસપાસ આવેલી પુલવાડીઓમાંથી એક પુલવાડીમાં જઇ ઉતારો લીધો.

અબ્દુલ્લા તથા અહમદએ જે વાડીમાં ઉતારો લીધો હતો એ વાડીના માલેકનું નામ કાકા એખલા અને કાકાની પત્નીનું નામ કાકી એખલી એવી રીતે સાર્વજનિક લોકોમાં પ્રખ્યાત હતું આ બન્ને યતીઓએ કાકા એખલાની વાડીમાં ઉતારો લેવા પછી બીજે દીવસે સવારના પહોરમાં પ્રાર્થના વગેરેથી પરવારીને વાડીમાં ફરવા ખાતરે આમતેમ સહેલ કરવા લાગ્યા ફરતા ફરતા વાડીમાં લાંબી મુદતથી એક કુવો સુકાઇ ગએલો હતો ત્યાં જઇ પહોંચતા કુવાની અંદર ઝંખાવી જોતા કુવો સુકાઇ ગએલો જણાયો આ ઉપરથી અબ્દુલ્લાને અચાનક એક વીચાર આવી ગયો. અને તેના મુખ મનડળ ઉપર એક પ્રકારના ખુશાળીના ચિન્હ આવી જતા પોતાના અંતરમા ને અંતરમાં ઘણોજ ખુશ થતો હતો. વાંચક વર્ગ આવી રીતે અબ્દુલ્લા શા માટે અચાનક ખુશાળીમાં આવી ગયો હતો તેનું લંબાણથી વૃતાંત નહી કરતાં ટુંકમાંજ સાંકેતિક સાર લખી જણાવું છું અબ્દુલ્લાના હ્રદયમાં અચાનક વીચાર આવતાં તેના મોઢા ઉપર જે ખુશીના લક્ષણ પ્રગટ થયા હતાં તેનું મુળ હિત એ હતું કે સુકાઇ ગએલા કુવા ઉપરથી તેનો આધાર પકડતાં જે કાર્ય માટે તે ભારતખંડમાં આવેલો હતો તેના પાયાની સ્થાપના થનારી હતી એટલે બીજે દીવસે અબ્દુલ્લાએ મજકુર કુવાને પોતાની ચમત્કાર ( કરામત )થી[1] મધુર પાણીના વેતા

(૧) કદાચ મારા અહલેસુન્નત વલ જમાઅતના કોઇ સાહેબને એવો સન્દેહ થાય કે અબ્દુલ્લાહ શીઆ પંથનો મત ધરાવનાર યતી

બરાઓ વેતા કરી દીધા હતા જે ઉપરથી કાકા એખલા તથા કાકી એખલીએ સન્તયતી માની લઇ તેઓની નિત્ય સેવા બજાવવા તથા પોતાની વાડીમાંજ ઠેકાણુ રાખવાને વિનંતી કીધી. જે ઉપરથી અબદુલ્લાને અને અહમદને બેસતુજ આવી ગયું હળવેહળવે ટુંક મુદતમાં કાકા એખલાના તથા કાકી એખલી બન્ને ધણી ધણીયાણી ગુપ્ત રીતે આ યતીઓના હાથ ઉપર મુસલમાન થઇ ગયા અને આ બન્ને યતીઓની ખરા અંતઃકરણ પુર્વક સેવા બજાવવા લાગ્યા જે ઉપરથી આ યતીઓને મોટો લાભ એ થયો કે તેઓ પાસે રહીને ગુજરાતી ભાષા બોલતા શીખી લીધી જેની તેઓને મહોટી જરૂરત હતી કારણ કે જે કાર્ય માટે તેઓ ભરતખંડમાં આવ્યા હતા તેના લીધે કરી ભાષા જાણવાની મહોટી જરૂરત હતી. જયાં લગણ ભાષા નહી જાણે

---

પૃષ્ટ ૪૯ નું સાધન.

હતો માટે એનાથી કરામત કેવી રીતે જાહેર થઇ શકે કારણ કે શીઆ પંથના મત ધરાવનારાઓ શેખેન (રદી) ને મનમાં આવે એવી ભુંડી ગાળો બકે છે અને શેખેનને ગાળો ભાંડનાર વિષે કરી આપણુ બન્ને જહાનના સરદાર અહમદે મુજતુબા મોહંમદે મુસતુફા (સ૦ અ૦ વ૦) નું ફરમાન છે કે જેણે મારા સહાબા (રદી) સાથે વેરભાવ રાખ્યો તેણે જાણે મારે સાથેજ વેરભાવ રાખ્યો અને જેણે મારે સાથે વેરભાવ રાખ્યો તેણે ગોયા અલ્લાહ સાથે વેર રાખ્યો તો આ ઉપરથી શીઆપંથના દાઇ કેવી રીતે ચમત્કાર એટલે કરામત બતાવી શકે એ બનવા જોગ નથી.

ઉપર લખી જણાવેલા સંદેહનો જવાબ એ છે કે ચમત્કાર એટલે કરામત અને કરામતના જેવોજ કોઇ પણ પ્રકારનો ચમત્કાર કોઇ સાધુ અથવા યોગી કરી બતાવે તેને શરીઅતની પરિભાષામાં ઇસતેહરાજ કહે છે. તો એ ઉપરથી કરામત કોઇ પ્રકારનો ઇસ્લામી ધર્મનો અંશ નથી એ તો આપણા ઈસ્લામી ધર્મના મહા ધાર્મિક પુરૂષોને વખતો વખત ખુદાવંદ તઆલાના તરફથી ઈસ્લામી ધર્મની સત્યતા બતાવવા માટે ઇનાયત થઇ જાય છે સાધુ તથા યોગીઓ જેમ તેઓ રીયાજત એટલે તપશ્ચર્યા કરીને પ્રાપ્ત કરતા નથી જેમકે કેટલાંક સાધુઓ તથા કેટલાક મુસલમાન ફકીરો વશીકરણ નામનો ઇલમ હોય છે તે ઉપરથી લોકોને ઠગવા માટે

ત્યાં લગણુ ઇસ્લામી ધર્મની સચ્ચાઇ તથા ઉપદેશ ઇત્યાદી બાબતો કેવી રીતે સમજાવાં શકે આવી રીતે એક લાંબી મુદદત ગુજરી જવા પછી કાકા એખલાને અબદુલ્લાહુએ કહ્યું કે કાકાજી હમો જે કાર્ય માટે આવ્યા છીએજ તે કાર્ય કરવા અર્થે હમારે હવે ઘણી ઉતાવળથી કામ લેવાનો વીચાર છે. માટે તમારી શું સલાહ છે. આ કેહવા ઉપરથી કાકા એખલાએ અબદુલ્લા યતીને વળતો જવાબે એવી રીતનો આપ્યો કે મહાશય ગુરૂ સાહેબે આપ ધીરજ રાખશો કારણકે આપ ધર્મ પ્રચારક રીતે જે દેશમાં આવ્યા છો તે પ્રથમ તો કેવળ હિન્દુઓનુંજ મુળ ધામ છે અને અને વળી તે પણ હિન્દુ રાજકર્તા રાજાનુ રાજધાની નગર માટે

પૃષ્ટ ૫૦ નું સાધન.

કેટલીકં ચમત્કારી બાબતો વનમાં જઇ એકાંતમાં બેસીને પ્રાપ્ત કરે છે પરંતુ આ ચમત્કાર ઇસ્લામના મહા રૂપી વલી અલ્લાહઓના ચમત્કારના સામે ટકી શકતા નથી. આ લખ્યાથી મુળ હેતુ એ જે શીયાપંથના યતી અબદુલ્લાહએ પોતાના ચમત્કારથી કુવાવ વેહતો કરી દીધો હોય તેમાં ઉપલી સમજુતી મુજબ નવાઈ જેવું નથી કારણ કે એવા ચમત્કારો કેટ-લાક અહલેસુન્નત વલ જમાઅતના ઠગારા ફકીરો પણ કરી બતાવે છે. જેનો એક ઇતિહાસિક દાખલો લખી જણાવું છું. શેખ મોલાના શાહ અબદુલહકક સાહેબ મોહદદસીન (રહ) હિદુસ્તાનથી હીજર કરીને મદીના મુનવવરા તસરીફ લઇ ગયા આપ (રહ) આશકે રસુલ હતા આપને દર રોજ સ્વપ્ન સ્થિતિમાં હુજુર (સ૦ અ૦ વ૦) ની જીયારત થતી હતી એટલે નબી સાહેબના દર્શન થતાં હતાં બલકે રોજા મુબારકમાં તો કોઇ કોઇ વાર જાગતી હાલતમાં પણ જોઇ લેતા હતા મજકુર શેખ સાહેબ લાંબી મુદદત સુધી મદીના મુનવવરામાં રહયા પછી આપને અચાનક નબી સાહેબના તરફથી હુકમ થયો કે તમો હિન્દમાં પાછા જાઓ અને ત્યાં જઇને ઇસ્લામની સેવા બજાવો. ત્યાંના લોકોને ઇસ્લામના સુદર બોધોથી ફેઝ પહોંચાડો. આ હુકમ થતાંજ શેખ સાહેબે હિન્દુસ્તાન આવવાની તૈયારી કીધી જો કે તેવણનું મન બીલકુલ રાઝી નહી હતું પરંતુ હુજુર (સ૦ અ૦ વ૦)નો હુકમ એટલે લાચાર હતા શેખ સાહેબો હુજુર (સ૦ અ૦ વ૦) આગળ આવતી વખતે અરજ કીધી હતી કે જેવી રીતે આપની જીયારત દરરોજ મદીનામાં થતી હતી તેવીજ રીતે હિન્દુસ્થાન જવા પછી પણ

ઉતાવળ કરશોમાં હુ એની ઘણુંજ ટુંક વખતમાં સુંદર યુક્તિ સુધી કાઢીસ અબદુલ્લાહુએ કાકા એખલાની આ વાજબી ભરેલી સલાહ પ્રશન્તા કરીને ટુક વખત સુધી ધીરજ રાખવાને કબુલ કર્યું વળી એમાં એક બીજો લાભ એ પણ હતો કે આ ટુંક વખતના વિલમ્બમાં અબદુલ્લાહુને ગુજરાતી ભાષાની વધુ જાણ થવાની તક પણ મળી આવી તે પછી કાકા એખલાએ ટુંક વખતમાંજ નીચે મુજબ લખી જણાવેલી યુક્તિ રચી કાઢી પાટણ શહેર રાજનગરમાં સર્વેથી જે મોટું દેવલ હતુ જે કે રાજદેવળના નામે પ્રખ્યાત હતું એ માહેલી બધી મુર્તિઓ ઉપર દરરોજ પુજા તરીકે જે પુલ ચઢાવવામાં આવતા હતાં તેનો ઉચક કાકા એખલાએ લીધો હોવાને લીધે કરી દરરોજ દેવળમાં પુલ પોહુચતા કરવા માટે જવુ પડતુ હતું જેથી કરીને દેવળના સર્વેથી મોટા પુજારી બ્રાહ્મણ સાથે કાકાને ઘણી ઘાડી ઓળખાણ થઇ ગઇ હતી

---

પૃષ્ટ ૫૧ નું સાધન.

દરરોજ ત્યાં આપની ઝીયારત મને થતી રહે શેખ શાહેબની આ અરજ કબુલ થઈ ગઇ અને શેખ સાહેબને હુજુર (સ૦ અ૦ વ૦) એ હિન્દુસ્થાન રવાના થતી વખતે એક નસીહત કીધી હતી કે હિન્દુસ્થાન જવા પછી ફકીરો સાથે હમેશા મળતા રહેવું અને તેઓની ખાતર આવકાર પણ કરતા રેશો આવી રીતનો હુકમ થયા પછી શેખ સાહેબ હિન્દુસ્થાન આવીને રહયા અને લોકોને ઈસ્લામની ધાર્મિક કેળવણીથી કેઝ પહોંચાડતા હતાં લાંબી મુદતે એક દીવસે અચાનક કાંઈ કામસર દીલ્લી શહેરની એક ગલીમાંથી એવણુનો ગુજર થયો, આ ગલીમાં એક ફકીરનું રેડાણ હતું જે સાર્વજનિક લોકોમાં સાહેબે કરામત રીતે પ્રખ્યાત હતો અને અભણ વર્ગના લોકો એના ઘણુા મુરીદ હતા મુરીદોના ટોળાઓ સહીત ખુલ્લી રીતે મદિરા પીતો હતો જેથી મધપાન લેનારા લોકો એની પાસે સેવામાં હાજર રેહેતા હતાં શેખ સાહેબની આ ફકીરના ટોળા ઉપર નજર પડતાની સાથેજ આપ તે ટોળાની પાસે ફકીરની મુલાકાત લેવા માટે ગયા તે વખતે ત્યાં ખુલ્લી રીતે શરાબનો દોર ચાલી રહ્યો હતો આ દેખાવ જોઈ ને શેખ સાહેબ અચરત પામી ગયા ફકીરે આપને પણ શરાબ પીવા માટે કહયું કે શેખ સાહેબ એક પીયાલું પીલો કામ થઇ જશે શેખ

તેમજ કાકા હરરોજ પુજારી માટે દર મોસમમાં થતાં સુગંધી ફુલો પણ લઇ જતાં હતા જે ઉપરથી પુજારી કાકા સાથે પ્રેમ ભાવ રાખતો હતો કાકા એખલાએ પોતાના મનમાં જે યુક્તિ રચી હતી તે એ હતી કે પુજારી આપણે સાથે ઘણો ઘાડો સંબંધી ધરાવે છે તેમજ પુજારી સાંથે રાજાના મોટા વજીર ભારમલને સંબંધ છે જેથી કરીને પ્રથમ પુજારીને હાથ ઉપર લેવો તે પછી તેની મારફતે વજીરને તે પછી વજીરની મારફતે રાજાને હાથ ઉપર લેવો આવી રીતે એક પછી એક બધા હાથ ઉપર આવી જાય તો મહાશય ગુરૂ અબદુલ્લાહને ઇસ્લામ ધર્મની પ્રસિદ્ધિ માટે કોઇ જાતનો ભય રૈહવા પામે નહી પછી તો સ્વતંત્ર રીતે ઇસ્લામ ધર્મનો બોધ લોક સમાજમાં દઇ શકાય કાકા એખલાએ

પૃષ્ટ ૫૨ નું સાધન.

સાહેબે ફકીરને ના પાડી કે શરાબ પીવા માટેનો હુકમ ખુલ્લી રીતે ઘણી સખ્તાઇ સાથે શરીયતમાં મનાઇનો આવેલો છે માટે મને માફ કરશો હું નથી પીવાનો આ ઉપરથી ફકીરે કહયું કે શેખ સાહેબ મારી વાત માનીલો અને એક પીયાલું પીલો નહી તો તમારા હકકમાં ખોટું થશે ફકીરોની મજલીસમાં આવીને તમારૂં શેખપણું નહી ચલાવો યાદ રાખજો કે તમો સાહેબ જ્યાં લગણ શરાબનું પીયાલું પીવાના ત્યાં લગણ તમોને આજ દીનથી હુંજુર (સ૦ અ૦ વ૦)ની જીયારત થવાની નથી ફકીરના આવા બોલો ઉપરથી શેખ સાહેબ પ્રથમ તો ઘણા અચરત પામ્યા કે આ બાબતની એને કેવી રીતે ખબર થઇ મારા વતરોક આ બાબત બીજું કોઇ જાણતું નથી વળી ધમકી આપી છે કે શરાબ નહી પીવાથી હુંજુર (સ૦ અ૦ વ૦)ની જીયારત નહી થવાની શેખ સાહેબે ટુક વખત સુધી વીચારમા લીન રહયા બાદ આપે વળી ના પાડી અને કહયું કે શરીયતના હુકમ આગળ તમારા હુકમને માન આપી શકતો નથી ભલે જે થવાનું હશે તે થશે અલ્લાહ માલિક અને મોટો મેહરબાન છે તેના પવિત્ર કલામનો અનાદર તમારા હુકમના સામું કરી શકતો નથી આટલું કહીને શેખ સાહેબ પોતાના કામ સર જયાં જવાનું હતું ત્યાં ચાલતા થયા મજકુર દીવસની રાત્રે રાબેતા મુજબ પ્રાર્થના વગેરાથી પરવારીને સુઇ ગયા સુતા પછી મોડી રાત્રે હમેશ મુજબ સ્વપ્ન સ્થિતિમાં શેખ

ઉપર મુજબનો વીચાર પોતાના દીલમાં ગોઠવ્યો હતો અને એક દીવસ લાગ જોઇને કાકા એખલાએ પુજારી આગળ અબદુલ્લાહ તથા અહમદ દાઇએ ઇસ્લામ (યતી)ની બધી હકીકત શરૂથી છેવટ સુંધીની કહી સંભળાની જે ઉપરથી પુજારીને અબદુલ્લાહની મુલાકાત કરવાનો ઉત્સાહ થયો અને કાકાને કહ્યું કે તેઓને જરૂર તમારી મુલાકાત માટે લઇ આવજો આ ઉપર કાકાએ અબદુલ્લાહ તથા અહમદને બીજે દીવસ પુજારીની મુલાકાત માટે લઇ ગયા જે વખતે આ લોકો પુજારીની મુલાકાત માટે તેને પાસે ગયા તે વખતે તે પોતાના છોકરાને પાટી ઉપર કકકો ખખખો મોઢે બોલીને લખાવતો હતો તે ઉપરથી અબદુલ્લાહએ પુજારીને જાણી જોઇ અંજાણ બની અચરત સમાન થઇને કહયું કે મહારાજ તમો લખાવો છો તો એકજ અક્ષર અને જયારે બોલો છો ત્યારે તો ત્રણ અક્ષર અબદુલ્લાના આવી રીતે

---

પૃષ્ટ ૫૩ નું સાધન

સાહેબ મદીના મુનવ્વરા પોચીને નબી સાહેબના રોજા મુબારકમાં જેવા દાખલ થવા જાય છે કે પેલોજ ફકીર ડંડો લઇ ઉભો થઇ જાય છે અને કહે છે કે જ્યાં લગણુ એક પયાલું નહી પીયો ત્યાં લગણુ અંદર દાખેલ થઇ શકશો નહી શેખ સાહેબ પાછા ફરયા અને પોતાના ઘેર આવી ગયા સવારે પ્રાર્થના વગેરાથી પરવારીને ઘણીજ દીલગીરી ભરેલી અવસ્થામાં હતાં આ દીલગીરીનુ મોટું કારણ માત્ર હુજુર (સ૦ અ૦ વ૦)ને ગઇ રાત્રે નહી જોયાનું હતું કારણકે આપ આશકે રસુલ હતા અને આશકને માટે પોતાની માસુકને એક દીવસ નહી જોવું ભારે ખેદ થઇ પડે છે.

બીજે દીવસે પણ ગઇ કાલની રાત મુંજબનોજ બનાવ બન્યો અને તેજ બોલો ફકીરે કહયા કે એક પીયાલું શરાબ નહી પીલો ત્યાં લગણુ રોજા મુંબારકમાં દાખલ થઇ શકતા નથી અલ્લહો અકબર વાચક વર્ગના સાહેબો એક શરાબી ફકીર અને એક મોહદદસીન ફકીર આલીમે બા અમલનો મુકાબલો છે શેખ સાહેબની ખુદાવંદ તાઆલા તરફથી પરિક્ષા થઇ રહેલી છે શેખ સાહેબનો સીનો પ્યારા હબીબ (સ૦ અ૦ વ૦)ની હદીસો તથા કુરાન શરીફની તફસીરોથી મુનવ્વર થઇ રહયો છે તેટલા માટે શેખ સાહેબના સીનાં મુંબારકમાં શેતાનનો ગુજર નહી થઇ શકતો

બોલવા ઉપરથી પુજારીને આશ્ચર્ય સમાન લાગ્યુ અને અબદુલ્લા સાથે એ વિષે વાદવિવાદ કરતા ઘણોજ રસ ઉપજયો આવી રીતે પેહેલીજ મુલાકાતમાં પુજારીના હૃદયમાં અબદુલ્લાહ તરફ પ્રેમ ભાવનું ખેંચાણ થઇ જવાથી જતી વખતે પુજારીએ અબદુલ્લાહને કહયુ યતી મહારાજ તમારા પધારવાથી હું આનંદ ઉપકારી થયો છું આશા છે કે નિત્ય તમો સાહેબ વખતો વખત પુરસદે સેવકને ત્યાં પધારવાને તસ્દી લઇ મારા લઘુ ગૃહને સોભા આપતા રેહશો એ પછી અબદુલ્લાહ અને અહમદ તથા કાકા એખલા સર્વે જનોએ પુજારીનો આભાર માની પોતાને સ્થાને વાડી તરફ રવાના થઇ ગયા અબદુલ્લા દાઇને આવો મુબારક સમય અને સુંદર આધાર મલી જવાથી પ્રથમ તો બે ત્રણ દીવસને અંતરે અંતરે તે પછી નિત્ય પુજારી પાસે નગરના મોટા દેવળમાં આવજાવનો ઉત્તમ આધાર થઇ જવાથી અબદુલ્લાહએ પોતાની આવજાવ વચ્ચે નિત્ય મોટા દેવળની બારીક તપાસ લેતો હતો કે કદાચ એમાથી પણ

પુષ્ટ ૫૪ નું સાધન.

જેથી કરી શેખ સાહેબ શરીયતનાં હુકમ મુજબ બરાબર મકકમ રહીને બીજે દીવસે પણ રાબેતા મુજબ ફકીરની આ મુજબની હરકત ઉપર લેશ માત્ર પણ પરવા નહી કરતા ઇસ્લામની સેવા બજાવવા અર્થનાજે કામો તે દીવસના હશે તે બજાવતા રહયા ત્રીજી રાત્રે હમેશા મુજબ સ્વપ્ન સ્થિતિમાં રોજે મુબારકના દરવાજા આગલ જતાની વારમાજ મોટે સાદે બુમ પાડી કે યા રસુલુલ્લાહ ફરયાદ ફરયાદ શેખ સાહેબનો સાદ સાભળતાની સાથેજ નબી અકરમ (સ૦ અ૦ વ૦) એ સૈયદના હજરત અલી (રદી૦)નો હુકમ કર્યો કે જાવ દરવાજા આગળ જઇને જુવો એ શું ગડબડ છે હજરત અલી દરવાજા પાસે જેવા પધારે છે કે શખ સાહેબે પોતાની બધી હકીકત બયાન કરે છે આ ઉપર સૈયદના હઝરત અલી (રદી) ફકીર તથા શેખ સાહેબને ઉપર ગુજરેલી કહી સાભલાવે છે જે ઉપરથી હુજુર (સ૦ અ૦ વ૦)એ ક્રોધમાં આવી ફકીરને સરાપ આપતા કહયું કે દુર થાઓ કુતરા મરદુદ આટલું કહેતાની વારમાં પેલો શરાબી ફકીર તરતજ કુતરો બની જાય છે. અને ત્યાંથી તેને બહાર હાંકી કહે છે.

શેખ સાહેબે છેલ્લી ત્રીજી રાતના બનાવ જોયા પછી બીજે દીવસે

કાંઇ આધાર મલી આવે અને છેવટે એજ મુજબ બનયુ મજકુર દેવળમાં કેટલાંક જુદા જુદા ખંડ હતા અને દરેક ખંડમાં જુદા જુદા નામની દેવતાઓની મુર્તિઓ મુકવામાં આવેલી હતી અબદુલ્લાહ યતી દરેક ખંડની મુર્તિને તેમજ દરેક ખંડમાં જુદા જુદા પ્રકારની તેમા બનેલી કારીગરીની બારીકથી તપાસ લેતો આવી રીતે છેવટે અબદુલ્લાહનો દેવળના સર્વેથી મોટા ખંડમાં એકવાર ગુજર થયો જયાં એક લોઢાના હાથીની મુર્તિ અંતરિયાલ ખંડના વચ્ચો વચના ભાગમાં ઉભેલી જોવામાં આવી જેને હિન્દુઓ ગણુપતિ દેવતાનો સત તથા ચમત્કાર જાણુતા હતાં અબદુલ્લાહને આ મુજબ અંતરિયાલ હાથીનું રેહવું જોઇને કાંઇ પણ નવાય જેવું લાગ્યુ નહી તે સમજી ગયો કે આમા કાંઇ પણ કળા ભેદ છે તેની બારીક તપાસ લેતા અબદુલ્લાને હાથીના અતરગ રેહવાનો ભેદ મળી ગયો પણ આ ગુપ્ત ભેદથી દેવળના નાના મોટા પુજારીઓ તદન નાવાકેફ હતા જેથી કરી પુજારીઓ પણ ગણુપતિ દેવતાનો સતા સમજતા હતા મજકુર દેવળ હમો

---

પૃષ્ટ ૫૫ નું સાધન.

સવારના પ્રાર્થના વગેરાથી પરવારીને પેલા ફકીરના ઠામ ઉપર રાતના બનાવનો શું અસર થયો તે જોવાને માટે ગયા તો ત્યા તેના ચેલાઓનુ ટોલું બેઠેલુ હતું તેઓને શેખ સાહેબે પુછી જોયુ કે આજે તમારા પીરો મુરશેદ ગાદી ઉપર કેમ નહી જણુાતા આજે શરાબનો દોર કેમ નથી ચાલતો ચેલાઓ તરફથી શેખ સાહેબને જવાબ દેવામાં આવ્યો કે દરરો જતો આટલી વખતે તેવણુ આવી જાય છે અને દોર શરૂ થઇ જાય છે પરંતુ આજે હજુ લગણુ મુર્શીદ આવ્યા નથી અને એનુ શુ કારણુ છે તેપણુ કાંઇ જણાતુ નથી ત્યારે શેખ સાહેબે વળતુ પુછી જોયુ કે વારૂં તમો સાહેબે ફકીર સાહેબના મકાનમાંથી તેવણુના વતરીક બીજા કોઇને નીકલતા જોયુ તો આ ઉપરથી કેટલાંકોએ શેખ સાહેબને જવાબ આપ્યો કે થોડા વખત ઉપર એક કુતરૂં ફકીર સાહેબના મકાન માહેથી નીકલીને આમ કેથે ચાલ્યુ ગયું આ કેહવા ઉપરથી શેખ સાહેબને પોતાના સ્વપ્નની બીના સાચી છે તેની ખાત્રી કરી પોતાને ઘેર ચાલ્યા ગયા આ બીના ઉપરથી આપણુને પણુ બોધ એ લેવા યોગ્ય છે કે આજ કાલ આપણુ સમયમાં પણુ એવા ધુતારા

આગલ લખી ગયા તે મુજબ સને ૯૦ (૭૪૫) માં વનરાજ નામના રાજાએ જ્યારે પાટણ નગર વસાવ્યું હતું તે વખતનું બનેલું હતું જેથી કરીને સિધ્ધરાજસિંગના વખતના લોકો તેમજ ખાસ કરી પુજારીઓ પણ તદન અંજાણ હતા હાથીના અતરંગ રેવાના ભેદથી અબ્દુલ્લાહને હાથીના ગુપ્ત ભેદની જાણ થવાથી બીજીવારનો ઉત્તમ તક ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા અર્થેનો સફળતા થઇ પડયો હાથીના અતરંગ રેહવાનો બીજો કાંઇ ભેદ નહી પણ તે અબ્દુલ્લાહની જાણ તથા શોધ મુજબ હાથીવાલા ખંડની ચારે બાજુની ભીતોમાં લોહચુમ્બકના પથ્થરા ઓની યુકિતસર ચણતર કરેલી હતી અબ્દુલ્લાહની આ ગુપ્ત જાણ પછી તેણે ગુપ્ત રીતે આ ભેદની વાત કોઇને પણ નહી જણાવતા હાથીવાળા ખંડની ભીતોમાં જે પથ્થરાઓ ચણતર કરેલા હતા તે ચારે બાજુના પથ્થરનો માપ લીધો અને તેટલાજ માપના અને તેવા રંગના પથ્થરો તેણે શહેરનાં કારીગરો પાસે તૈયાર કરાવ્યા અને તે પછી પુજારીને કહયું કે મહારાજ

---

પૃષ્ટ ૫૬ નું સાધન.

ફકીરો ઘણા પ્રગટ થએલા જોવામાં આવે છે માટે આવા ધુતારા ફકીરો તથા પીરજાદાઓથી ઘણું સાવચેતીને રેહવાનુ છે આ ધુતારાઓ પોતે લાફ ભટ હોવાને લીધે પોતાની મોજમજાની ખાતર અલ્લાહ પાકના મહાન બુર્ઝગોની મજાર શરીફ ઉપર આપણે પાસે મહા પાપોના કામો કરાવે છે જે પાપો શિર્ક અને બીદઅતે કબીહાથી ભરેલા હોય છે બુઝુર્ગની મજાર ઉપર જઇને ફાતેહા દુરૂદ પઢીને તેવણુની પવિત્ર રૂહને બક્ષવું એ મોટા સવાબનુ કાર્ય છે એમા કોઇને નકાર નથી પરંતુ કબર ઉપર જઇ ચઢાવો ચઢાવવો તેવણુ પાસે પોતાની હાજ માગવી જે કે ખુદા વતરોક બીજા કોઇ પાસે માગણી કરવું શિર્ક છે એટલે ખુદાની પવિત્ર જાતિ સાથે ભાગીદાર બનાવવા સમાન છે બુઝુર્ગોની મજાર ઉપર નાપાક કંચનીઓનુ નાચ ગાવુ કરાવવુ ઇત્યાદી પાપોના કામો કરાવવા એ કેવુ લજવવા જેવું કામ છે આ મહાન બુઝુર્ગોની પવિત્ર આત્માને આપણા આવા શરમ ભરેલા કાર્યોથી મહા દુઃખ થાય છે અને આપણે માટે દુઆની જગ્યાએ બદ દુઆ કરે છે

વારૂ હું મારા સતપણાનો કોઇ પણ એવો ભારે ચમત્કાર બતલાવું કે જેનાથી તમોને સંતોષ થઇ જાય અને તે પછી તમો ઇસ્લામ ધર્મ સ્વીકારશો કે અબદુલ્લાહના આ મુજબ કહેવા ઉપરથી પુજારી મહારાજે અબદુલ્લાહને વળતો :પ્રશ્ન કર્યો કે એવો અદભુત અને અચરત પમાડનાર ચમત્કારો તમો શું બતલાવશો. અબદુલ્લાહ વારૂ હું જે કાંઇ અદભુત અચરત પમાડનાર ચમત્કાર જે બતલાવવા ચાહુ છું તેની બધી હકીકત પણ તમોને કહી સંભળાવું અને બતાવી પણ દઉ તો તમો ઇસ્લામ ધર્મ સત્ય અંતઃકરણ પુર્વક સ્વીકારશો કે નહી તેનો સંતોષકારક જવાબ આપો તો હું મારા કાર્યની શરૂઆત કરૂં—

---

પૃષ્ટ ૫૭ નું સાધન

જેથી કરી હિન્દના મુસલમાનોનુ ઉચ્ચુ નથી આવતુ હવે વાચક વર્ગના સાહેબો હમારા મુળ હેતુ ઉપર આવુ છુ કે અબદુલ્લાહ અને અહમદ જોકે શીયાં પંથના યતીઓ હતા પરંતુ ઇતિહાસિક પુસ્તકો જોતા શીયા પંથના કેટલાંક યતીઓ તથા ખલિફાઓ શેખેંન (રદી) સાથે પ્રેમભાવ રાખનારા પણ થઇ ગએલા છે આવા જાણકાર યતીઓ તથા ખલિફાઓ શેખેંન (રદી)ના માન મરતબાથી હુજુર (સ૦ અ૦ વ૦)ના ફરમાન મુજબ સારી રીતે જાણકાર હોવાને લીધે વેરભાવ નહી રાખતા હતા તેઓને કાંઇ વેરભાવ હતો તે માત્ર બનીઓ મૈયાના કેટલાક જાલીમ ખલિફાઓ તથા બનીઅબ્બાસના ખલિફાઓ સાથે હતો કે જેઓએ એ લોકોની ખિલાફતનુ હકક દબાણુમા રાખ્યું હતું તો આવા મત ધરાવનાર શીઆ પંથના યતીઓથી કદાચ કરામત જાહેર થાય તો તેમા નવાય જેવું નથી કારણકે એ લોકોનો મુળ હેતુ શુ તે જોવાનુ છે તો તે જોતા મુળ હેતુએ જણાય આવે છે કે ઇસ્લામ ધર્મના મત મુજબ ખુદાએ પાકની તોહિદ અને નમીએપાકની રીસાલતનો અભ્યાસ દેવાનો હતો તે પછી પોતાની ખિલાફતના હકકનો કે ખિલાફતનુ હકક અહલેબેતનુ છે તેનો દાવો કરતા હતા તો એ અંદરખાનેની ઘરની લડાઇ છે ઇસ્લામની પ્રગટતા કરવામાં બધા એકજ કલમો પઢાવે છે મુળહેતુ એજ જે શીઆ પંથના યતીઓ આલમો બુઝુર્ગો શેખેંન સાથે પ્રેમભાવ રાખનારા છે એવા યતી બુઝુર્ગોથી કરામત જાહેરમા આવે તો બનવાજોગ છે.

પુજારી મહારાજ જો તમે ખરેખાત તમારા કેવા મુજબ અદભુત અચરત પમાડમાર ચમત્કાર બતાવોતો મારે ઇસ્લામ ધર્મ ખુશી સાથે સ્વીકારી લેવો વળી સાથે મારા મિત્ર જે કે સિધ્ધરાજ સિંગ મહારાજના મોટા વજીર ભારમળ સાહેબને પણ તેડાવીશ અને જો તેવણુને વાજબી લાગશે તો મહારાજા સિધ્ધરાજસિગને પણ તેડાવી મગાવશે અને તમારા અદભુત ચમત્કાર જોવા માટે ભેગાકરશે તો કદાચ તેઓના દીલ ઉપર તમારા સતનો અસર થઇ જાય અને તેઓ પણ ઇસ્લામ ધર્મ સ્વીકારી લેતો પછી તો તમારૂં કામજ થઇ જાય પુજારી મહારાજના આ મુજબના ખુલાસાવાર કહેવા ઉપરથી અબદુલ્લાહએ પણ વળતો ખુલાસો કર્યો કે મહરાજ તમારા દેવળના જે ખંડમાં હાથી અતરંગ અધવચ ઉભેલો છે તેણે મને કહયું છે કે હું કાળા કાળથી આમને આમ અંતરિયાળ ઉભો ઉભો થાકી ગયો છું માટે મારા ઉપર કૃપા કરીને મને હવે ભોયતળીએ ઉભો કરી દો તો તમારો મારા ઉપર મોટો ઉપકાર થશે માટે મારો વીચાર છે કે એકવાર સમુળકો નહી પણ ચાર દીવસ મલીને દરરોજ એક એક પગ એનો ભોયતળીએ મુકાવવો જેથી વજીર તથા રાજાને વધુ અજાએબ ભર્યું લાગસે પુજારી મહારાજ તમોએ કાલ દીવસે જરૂર વજીર તથા રાજાને ટેડી મંગાવજો બલકે આજ રાત્રે તેવણને મારી કેહેલી હકીકતથી જાણુકાર કરશો પુજારી મહારાજ સાથે અબદુલ્લાહને આ બાબતની વાતચીત થઇ જવા પછી રાત્રે અબદુલ્લાહ દેવળમાંજ રહયો હતો અને પોતાની રચેલી યુંકિત મુજબ હાથીવાલા ખંડની ચારે બાજુની ભીતના એક બાજુના ભાગમાંથી લોહ ચુમ્બકનો પથ્થર કાઢીને તેની જગ્યાએ તેના જેવો બનાવેલો પથ્થર ગોઠવી દીધો જેથી હાથીનો એક બાજુનો પગ ભોયતળીએ આવી ટેકાયો અને ત્રણ પગ અતરંગ રહયા બીજે દીવસે સવારના રાજા તથા વજીર પુજારીને કેહવડાવવા મુજબ આ ચમત્કાર જોવા માટે દેવળમાં આવ્યા અને હાથીવાળા

ખંડમાં જઇ તપાસ લેતા અબદુલ્લા દાઇના કેવા મુજબ ઠીક હાથીએ એક પગ ભોયતળીએ ટેકેલો હતો આવી રીતે બીજે દીવસે બીજો અને ત્રીજે દીવસે ત્રીજો અને ચોથે દીવસે ચોથો પગ ટેકીને ચારે ભગે ભોયતળીએ આવી હાથી ઉભો રહી ગયો ચોથે દીવસે સિધ્ધરાજે અબદુલ્લાહ દાઇની કહ્યું કે આ ચમત્કાર કાંઇ એવો અજાયબ જેવો નથી એ તો બનાવજા છે કોઇ એવો ચમત્કાર બતાવો કે જેથી કરી હમારા નજદીક અસાધારણ અદભુત ચમત્કાર હોય. સિધ્ધરાજના આમ કહેવા ઉપરથી અબદુલ્લાહએ રાજાને કહ્યુ કે એવી અસાધારણ અદભુત ચમત્કારી બાબત તમો સાહેબ પોતે તમારા અંતઃકરણમાં ઠેરવી લઇ મને કહો કે આ મુજબ કરી બતાવવાને હું ઇશ્વર ઇચ્છા છે તો તૈયાર છું સિધ્ધરાજસિંગએ અબદુલ્લાહને કહ્યું કે આ દેવળમાં જે સર્વ દેવતાઓની સરદાર મહાત્મય ધરાવનાર મુર્તિ જો એમ કહી દે કે અબદુલ્લાહનો ધર્મ સાચો તો હમો બધા તમારૂં ધર્મ કબુલ રાખીએ આ ઉપરથી અબદુલ્લાહએ ખુદાવન્દ તાઆલાની દરગાહમાં ઘણીજ આજેજી પુર્વક દુવા માગી કે ઓ ખુદાવન્દ તાઆલા તારા પવિત્ર ધર્મ ઇસ્લામનો સત બતાવા અર્થે મારા મોઢામાં તથા મારા બોલોમાં સત્યતાનો ગુણ પ્રાપ્ત કરીદે કે આ મુર્તિને જે મુજબ હું કહું તે મુજબ કરે અબદુલ્લાહએ દુઆ ખતમ કર્યા પછી મુર્તિને હુકમ કર્યો કે એ દેવળની મહા મુર્તિ ચાળ ઉઠ પ્રથમ તો તું રાજાને પાણી પીવડાવ તે પછી તારા મોઢે શાક્ષી આપ કે મારૂં ધર્મ સત્ય છે કે નહી મુર્તિએ અબદુલ્લાહના કેહવા મુજબ પ્રથમ તો રાજાને પાણી પીવડાવ્યું તે પછી શાક્ષી આપી કે અબદુલ્લાહનું ધર્મ ખરૂં મુર્તિના મોઢે આવા અદભુત ચમત્કારી બોલો સાંભળીને રાજા તથા ભારમળ વઝીર તથા પુજારી મહારાજ તથા હાજર રહેલા રાજાના ચોપદાર આલીમવાલી ઇત્યાદિ બધા જણો અબદુલ્લાહના ચરણે પડી ગયા અને તે પછી અબદુલ્લાહના કેહવા મુજબ બધા

હાજર રહેલાઓએ એકે મતે થઇ કહયું અશહદો અનલાએ લાહા અલ્લલાહો વાઅશશહદો અનના મોહંમદન અબદોહું વ રસુલોહ.

અર્થ—હમો અથવા હું શાક્ષી આપીએ છીએજ કે ખુદા વન્દ·તાઆલા એટલે ઇશ્વરના વતરોક બીજો કોઇ પણ ઇશ્વર નથી તે પોતાની જાતિમાં પોતે એખલોજ છે. તે સર્વ શકિતમાન સર્વજ્ઞ અનુપમ સર્વધાર સર્વેશ્વર સર્વ વ્યાપક સર્વાન્તર્યામી અજર અમર અભ્ય નિત્ય પવિત્ર જગદવંધ નિરન્તર નિરાકાર સ્વયંભૂનું પવિત્ર નામ અરબી ભાષામાં (અલ્લાહ) અને સંસ્કૃતમાં (ઓમ) છે તે પછી હમો શાક્ષી આપીએ છીએજ કે મહાન મહાશય મહાત્મા રૂપી મોહંમદ પેગમબર સાહેબ (સ૦ અ૦ વ૦) ખુદાવન્દ તાઆલાના બંદા (સેવક) અને રસુલ એટલે ઇશ્વર તરફથી ઇશ્વર જ્ઞાનનું આમંત્રણ કરનાર આમંત્રી છે અબદુલ્લા દાઇની આ મહાન સફળતા થઇ કે રાજા પોતે વજીર તેમજ મોટા દેવળનો સર્વથી મોટો પુજારી ઇસ્લામ ધર્મથી મુશરરફ થઇ ગયા હવે અબદુલ્લાહના સ્વતંત્રપણા માટે કાંઇ પણ પુછવાની જરૂરત રહી નહી અબદુલ્લા દાઇએ રાજનગરમાં તેમજ બીજા નાના મોટા ગામડાઓમાં કસબાઓમાં ઇસ્લામ પ્રચારની કાર્ય ક્રિયા શરૂ કરી દીધી આ ફતેમન્દી પછી તેણે બીજા જોઇતા દાઇઓ યમન દેશથી બોલાવી મંગાવ્યા.

કોઇપણ માણસને વગર જોર જુલમે જો તો તેની ખુશીથી ઇસ્લામ ધર્મ કબુલ રાખે તોજ તેને ઇસ્લામ ધર્મમાં દાખલ કરતાં આવી રીતે દીન પરદીન લોકો ટોલેટોલા મુસલમાન થવા લાગ્યા મહાજનો બ્રાહ્મણો ઇત્યાદિ વંશના લોકો. મોટે ભાગે ઇસ્લામથી મુંશરફ થયા રાજાના ઇસ્લામ લાવવા પછી અરબ દેશથી સ્વંતત્રપણે મોટા મોટા મહાજન વેપારી અરબ લોકો વેપાર અર્થે ભારતખંડમાં આવવા શરૂ થઇ ગયા ગુજરાતવાસી મહાજનો નવા થએલા મુસલમાનો સાથે અરબ મહાજન

વેપારીને અરસપરસ વેપાર અર્થે એક બીજાની સાથે લેવણુ દેવણુ થઇ જવાને લીધે તે ઉપરથી હિન્દી ભાષામાં આ નવા મુસલીમ મહાજનોનું ઉપ નામ બેહવારે પડયું એટલે એક બીજાની સાથે વ્યવહાર કરનાર તે પછી તેનું ટુંક નામ બોહરે અને બોહારાના બહુ વચનું બહુ વચન કૌમે બવાહેર થઇ ગયું.

ઉપર લખી જણાવેલી હકીકત નીચે લખી જણાવેલી જુદી જુદી પુસ્તકોમાં થોડે ઘણે મતભેદથી લખી જણાવેલી છે.

ગુજરાતી પુસ્તક રાસમાળા તથા ગુજરાત એન્ડ ગુરાત તેમજ ઇનસાયકલોપિડયા ઓફ ઇનડયા તથા અલીગડના માજી પ્રોફેસર મી. ટી. ડબલયુ આર નલડ પોતાની પુસ્તક પ્રચિંગ ઓફ ઇસ્લામમાં જેનો ઉર્દુ તરજુમો પણ થએલો છે જેનુ નામ દાવતે ઇસ્લામ છે તેમા તેમજ એશિયાટિક સોસાયટી ઓફ બેંગાલ નામની પુસ્તકમા પણ વોહરા કૌમની હકીકત લખી જણાવેલી છે મુળ મતલબ એ જે વોહરા કૌમ શરૂઆતથીજ સુજાત પ્રજા થએલી મુસલમાન કૌમના ગુજરાતવાસી લોકો છે અને હજુ લગણ પણ વોહરા કૌમનો મોટો ભાગ ખેડુત તથા વેપાર કરતો જણાય આવે છે બાકી રહ્યું ગરીબાઇ તો એ તો આખી દુન્યાની સુધરેલી અને ઉન્નતિની ટોચ ઉપર ચઢેલી કૌમોમાં પણ મોજુદ છે અને તેઓ એવી કંગાલ હાલતોમાં રહેલા છે કે વર્તમાનપત્રો ઉપરથી આપણુને અજાએબ જેવું લાગે છે પરંતુ એમા અજાયબ જેવું લગાડવાનું નથી ગરીબી આવેથી નીચ ધંધો રોજગાર પણ કરવો પડે છે નીચ ધંધા રોજગારમાં જેઓ પ્રમાણિકપણે કામકાજ કરે છે તો તેના લીધે કરી તેની શરાફતમાં લેશ માત્ર પણ ફેરફાર થઇ શકતો નથી શરાફતમાં તો તેજ વખતે આવે છે કે જ્યારે પોતાના ધંધા રોજગારમાં લુચ્ચાઇ ઠગાઇ જુઠાપણું ઇત્યાદિ પાપોના કાર્યો કરે તો અલબત તેની શરાફતમાં ફરક જરૂર આવશે અને તે કમી જો કેહવાશે અને એ વિષેનુ બયાન ખુલાસાવાર પ્રસ્તાવનામાં લખી જણાવેલું

છે શરાફતની હકીકતથી વાકેફ થવું હોય તો પ્રસ્તાવના શરૂથી કે છેવટ સુધી વાંચી લેશો તો તમારા ઉપર બધી હકીકત ખુલી જશે.

વોહરા કોમના મુસલમાન કર્તા અબ્દુલ્લાહ દાઇના મરણ પછી તેની હયાતીમાં રાજાના વજીર ભારમળના પુત્રને દાઇ ઇસ્લામની પુરતી કેલવણી આપીને તૈયાર કર્યો હતો કે પોતાના મરણ પછી પોતાની ગાદીના ખલિફાની અધિકાર સ-તા ભારમલ વજીરના છોકરા શેખ યાકુબ સાહેબને સોપવી અને એ વિષેનુ એક લેખ પણ તૈયાર કરી રાખ્યું હતુ અબદુલ્લાહના મરણ પછી ભારમલ વજીરના છોકરા શેખ યાકુબ ગાદીએ આવ્યા યાકુના ગાદીએ આવ્યા પછી શેખ યાકુબે પોતાના કાકા તારમલના છોકરા શેખ ફખરૂદદીનને ઇશાઅત કરવા માટે પોતાના અધિકાર રીતે ડુંગર પુર રાજપુતાના ઇલાકામાં રવાના કર્યા (૨૭) મી માસ મોહરમના દીવસે વાગરી નામના હિન્દુ જ્ઞાતિના લોકોએ એવણુને શહીદ કરી નાંખ્યા અને મોઝે કલ્યાકોટ નામના કસબામાં શેખ ફખરૂદદીનને દફન કરવામાં આવ્યા જેની જીયારત માટે શીઆપંથના હજારો વોહરાઓ નિત્ય જાય છે શેખ યાકુબના પછી તેવણના છોકરા ઇસહાકદાઇ ગાદીએ આવ્યા તેવણુના પછી તે વણુના છોકરા મુલ્લાઅલી અને મુલ્લાઅલી પછી તેવણુના બેટા મુલ્લાહસન પછી તેવણુના બેટા મુલ્લાઆદમ મુલ્લાઆદમના પછી તેવણુના બેટા મુલ્લાહસન બીજા મુલ્લાહસન બીજાના પછી તેવણુના બેટા મુલ્લા રાજમુલ્લા રાજના પછી તેવણુના બેટા મુલ્લા જાફરદાઇ અને તેવણુના પછી મુલ્લા યુસુફદાઇ આવી રીતે હાલના ગાદીવારેસ સુરતમાં રહેતા મુલ્લાજી સાહેબ ઉપર શેખ 'યાકુબ બીન ભારમલદાઇનુ વંશ ખતમ થાય છે પરંતુ ઘણી દીલગીરી સાથે લખી જણાવવું પડે છે કે પાછલથી પ્રથમના દાઇઓ સમાન પાછલા દાઇઓમાં ઇશાઅતે ઇસ્લામનુ કામ ઘણુ મંદુ પડી ગયું અને પ્રતિદિન તેમાં મંદપણુ આવીને

તદન બંધ પડી ગયુ અને સાથે વળી પાછલા દાઇઓએ શીઆ પંથના સામાન્ય પ્રજાના લોકોને ઇસ્લામધર્મની ઉચા પ્રકારની કેલવણી લેવાથી પણ અટકાવી દીધા માત્ર સામાન્ય પ્રજાના લોકોએ સાધારણ પ્રકારની કુરાન શરીફની કેલવણી લેવી એટલે દીનને લગતી ફીકાહ હદીસ તફસી વગેરા દીક્ષા કેલવણી લેવા માટે ફરઝીયત રીતે અટકાવ કરી દેવામાં આવ્યો આવી રીતનો અટકાવ કર્યાથી શીઆપથના વોહરા દાઇ સાહેબોનો આપ સવાર્થી લાભ તો ખરેખાત સચવાય ગયો એટલે સામાન્ય પ્રજાના શીઆપંથના લોકો ઉચા પ્રકારની ધર્મ સંબંધી કેલવણી લેવાથી મોટે ભાગે અહલે સુન્નત વલ જમાયત પંથના મત ઉપર આવી જતા હતા અને અહલે સુન્નત વલ જમાઅતના મત મુજબ અહલે બેત એટલે ફાતેમી સાદાતના બુઝુર્ગો તેમજ અલવી સાદાત તેમજ અબ્બાસી વંશના સાદાતના બુઝુર્ગોને તેઓની લાયકતા અને દરેકના માન આબરૂ મુજબ કાયદેસર સરખામણી પુર્વક એક બીજાને ભલું બરૂ નહી કેહતા ઉચા પ્રકારની કેલવણી લેવા પછી શીઆપંથના કેલવાયલા લોકો પણ આવા મત ઉપર આવી જઇ માન આપતા હતા જેથી કરી દાઇ સાહેબોને એવો ભય ઉત્પન્ન થઇ ગયો કે ઉચા પ્રકારની કેલવણી લેવાથી કદાચ ધીમે ધીમે બધા લોકો અહલે સુન્નતવલ જમાઅતના મત ઉપર આવી જશે તો આપણી ગાદીનો સતા અધિકાર ખોઇ બેસવાનો સોદો થઇ પડે માટે કરી આવી રીતની આગળથીજ પાળ બાંધી દીધી આથી દાઇ સાહેબોનું તો ભલુ થયું પરંતુ ઇસ્લામને તેમજ શીઆપંથના લોકોને ગેરલાભ થયો એટલે શીઆપંથના લોકો ધર્મ સંબંધી કેલવણીથી અંજાણ રેહવાને લીધે કરી પ્રથમના જેવી ઇસ્લામની તોહીદ તેઓના સીનામાંથી નાબુદ થઇ ગઇ તેઓના દેખાદેખી કેટલાં અહલે સુન્નવલ જમાયતના અભણ અને મુર્ખા લોકો પણ કુફ્ર શિર્ક તથા બીદ અને કબીહા ઇત્યાદિ હિન્દુધર્મની રૂઢીઓ પોતાને ત્યાં

ખુશી તેમજ ગમીના અવશરે પાળવાનો રીવાજ પડી ગયો અને આ ચાલું કેહતી મુજબની હાલત થઇ પડી છે કે ન ખુદાહીમીલા ન વીસાલે સનમ ન ઇધર કે હુવે ન ઇધર કે એટલે આગલા અપક્ષપાત શીઆઓના જેવો મત અને ઇસ્લામ પણું રહયું ન તો અહલે સુન્નતવલ જમાઆતના મત ઉપર આવીને ઇસ્લામની ઐકયતા પણાને લાયક રહયા જો કદાચ આપણા સુરત શહેરના ગાદી વારેસ હાલના મુલ્લાજી સાહેબને ખુદા પાક સારી નેક સમજ આપે અને એવણ સાહેબ અહલે સુન્નતવલ જમાઅતના મત ઉપર આવી જઇને મુળ ભેદ સમજાવીને પોતીકા શીઆ પંથના પાળનાર સ્વજ્ઞાતિના લોકોને પણ સુન્નતવલ જમ્અતના મત ઉપર આવી જવાને હુકમ આપી દેતો આખી ગુજરાતમાં નવેસરથી ઇસ્લામી ઐકયતામાં ચમત્કાર ભરેલી રૂહ ફુંકાઇ જઇને ગુજરાત વાસી મુસલમાનોનું ઉન્નતીનું વૃક્ષ પ્રફુલ્લિત થઇને તેના અમૃત ફલો મુસલમાનો ખાતાં થઇ જાય અને વર્ષોની આપણા વતની બંધુઓની કારકિર્દી ધુળમાં મળી જતાં ઇસલામ તેમજ ઇસલામીઓ સામે માથું ઉઠાવવાને લાયક નહી રહે એટલાજ માટે કરીને સૈયદના હજરત અલી (રદી) એ હજરત મોઆવ્યા (રદી) સાથે સલાહ કરી લીધી હતી કે ઇસ્લામીઓમાં રખનો તથા ફીસાદ ફીતનો થવા નહી પામે જેથી ઐકયતાનો બંધ તુટી જવાનો ભય રહે છે તે નહિ રહેવા પામે એવીજ રીતે આપના બન્ને સાહેબ જાદાઓએ ; પણ આ મુજબની સંભાલ રાખતા યજીદ સાથે સલાહ કરી લેવાને તત્પર હતા પરંતુ કેટલાંક કારણો સર હક વાજબી રીતે યજીદ સાથે આપને લડાઇ કરવાની જરૂરત પડી અને આપ શહીદ થઇ ગયા અને આપનું શહીદ થવાનું મુખ્ય કારણ પણ શીઆ પંથના લોકોને લીધેજ કરીને થયું હતું શીઆ પક્ષના લોકોએ આપના પક્ષમાં આવવા માટે વચન આપ્યું અને પાછલથી ચાલુ લડાઇમાં આપથી જુદા પડી ગયા

જેથી કરીને આપની હાર થઇ શીઆ લોકોએ કુફા શહેરથી આપના ઉપર કરીબ કરીબ એટલે લગભગ દોઢસો પત્ર લખી મોકલા હતા જેમાં છેલ્લા પત્રમાં લખી જણાવેલું હતું કે આ પત્ર હુસેન બીન અલી (રદી)ને બાદ સલામો અલૈકને તમારા શીઓ શીઆનું બહું વચન તમારો તાબેદારો તરફથી માલમ થાય જે હમો તમારી મદદ કરવા માટે જાન અને માલથી તત્પર છીએજ માટે આપ જલદી આવો આ પત્ર વાંચી આપ કુફા જવાને તૈયાર થયા પરંતુ આપને મોટા મોટા દરજાના સહાબા (રદી)ઓ તે વખતે મદીના શરીફમાં હાજર હતા તેઓએ આપને જવા માટે સાફ ખુલ્લી રીતે ના પાડી અને કહયું કે કુફીલાયુફી એટલે કુફા શહેરના લોકો ભરોસા લાયક નથી એ લોકો અધર વચ્ચે દગો દેનારા છે. આ ઉપરથી આપે આપના ભાઇ ઇમામ મુસલીમ (રદી)ને પ્રથમ કુફા રવાના કર્યા ઇમામ મુસલીમ (રદી) એ કુફા શહેરમાં પહોચ્યા પછી આપના હાથ ઉપર બેઅત કીધી એટલે પ્રતિજ્ઞા આપતા કબુલાત આપી કે હમોએ આપનેજ ખલિફા તરીકે તેમજ હમારા ઇમામ તરીકે કબુલ રાખતા એટલે સૈયદના હજરત ઇમામ હુસેન (રદી)ને જાનો માલથી મદદ દેવાને તત્પર છીયેજ જ્યારે આ ખબર યજીદને પોહચી તો તેણે બસરાના હાંકેમ એટલે બસરાના સુબા અબદુલ્લાહ બીન જીયાદને કુફા જવાનો હુકમ લખી મોકલયો જે ઘણોજ સખ્ત અને બેરહમ સ્વભાવનો જાલેમ હતો તેણે કુફા જઇને કુફાવાલાઓને દાબ ધમકી આપવાથી બધા આપથી ફરી બેઠા ટુકમાં એ જે શીઆપંથના લોકોના આવા જુઠા હોવાને લીધે કરી આપની શહાદતનું કારણ થવા પામ્યું પરંતુ આપ તો ખિલાફતના જગડાથી મુસલમાનોમાં ફીતનો ફીસાદ નહી થવાને લીધે અલગ રહેવા ચાહતા હતા તેમજ આપની શહાદત પછી પણ આપના કુટુંમ્બના કેટલાક મહાન બુઝુર્ગોએ આ જગડાથી એટલે પોત પોતામાં માંહોમાંહે કલાહ અગ્નિ

ઉઠવા નહીં પામે તેટલા માટે કરી છેટે રહીને ઈશ્વર જ્ઞાનને લગતી બાતેની તાલીમને ફેલ મુસલમાનોને સમ્પાદન કરાવવા માટે લક્ષ આપ્યું જેથી કરી અહલે સુન્નત વલ જમાઆતના લોકોને તેમાજ ઇસ્લામનો ફેલાવો થવાના કાર્યોમાં ઘણુંજ હિત કારત થઇ પડયું ચીશતીખાનદાનના મશાએખો તેમજ હનફી પંથના ઇમામોનું અનુક્રમ ઇસ્લામ ધર્મના કાયદા કાનુનની લગતી બાબતોમાં સૈયદના હજરતઅલી (રદી૦)ના મત સાથે સંબંધ જોડાયલો છે. આ ઉપરથી દરેક વાચનાર સાહેબ જેના હ્રુદયમાં લેશ માત્ર પણ ન્યાય હશે તે અપક્ષપાત રીતે કહી દેશે કે અહલે સુન્નતવલ જમાતના લોકોનો મત અનુમોદન પુર્વક છે અને ઇસ્લામની ઐકયતાપણાની ખુબીદાર ગોઠવણુનો સમાવેસ સુન્નતવલ જમાઅતના મત મુજબ છે.

**ગુજરાત અને પટણી સુન્ની વહોરા કોમ.**

વાંચક વર્ગના સાહેબો ઉપર રોશન થાય જે ગુજરાત પ્રાંતમાં અહલે સુન્નત વલ જમાઅતના વોહરા કોમ ત્રણ પ્રકારના સ્વજ્ઞાતિ નામોથી ઓળખાય છે. એક પટણી બીજા કાનમી અને ત્રીજા સુરત તથા સુરત જીલ્લાના આસપાસના કસબા તથા ગામડાઓમાં રહેતાં. પરંતુ પટણી તથા કાનમી વોહરા શીઆપંથ ઉપરથી સુન્ની મત ઉપર આવેલા ઇતિહાસિક પુસ્તકો ઉપરથી જણાય છે અને સુરત જીલ્લાના સુન્ની વોહરા પ્રથમથીજ અહલે સુન્નતવલ જમાઆતના મત ઉપર ઇસ્લામથી મુશરફ થએલા હોવાનું ઇતિહાસિક પુસ્તકો ઉપરથી સાબેત થાય છે જેનું ખુલાસાવાર વર્ણન હમો આગલ જઇને લખી જણાવીશું તે પ્રથમ હમો પટણી તથા કાનમી વોહરાઓનું સુન્ની મત ઉપર આવવા વિષેનું લખી તે પછી ભારત ખંડમાં હિન્દુ આર્ય લોક કેવી રીતે આવ્યા અને તે પછી સર્વેથી પ્રથમ ભારતખંડમાં ઇસ્લામની રોશની કેવી રીતે

ફેલાઇ તેનું વર્ણન લખી જણાવવા પછી છેવટે સુરત જીલ્લાના વોહરા કોમનું ઇસ્લામથી મુશરફ થવાનુ બયાન તથા રાંદેર કસબાની હકીકત લખી જણાવશું. સુલતાન માહમુદશા ગઝની (સને ઇ. ૧૦૨૪)ની ગુજરાત પ્રાંતમા આવેલા કાઠીઆવાડ દેશના અરબી સમુદ્ર વચ્ચે આવેલા દ્વીપકલ્પના દક્ષિણ વિભાગમાં સમુદ્રને કાંઠે વસેલા સોમનાથના પ્રખ્યાત દેવળને જય કરવા માટે સવારી આવી હતી અને સુલતાનનુ ખાસ કરીને ગઝનીથી આટલી બધી લાંબી મુસાફરી કરીને સોમનાથ જય કરવા માટે આવવાનુ મુળ કારણ એ હતુ કે સોમનાથ વિષે કરી નિત્ય હિન્દો અભિમાન રીતે બોલતા હતાં કે સોમનાથની મુર્તિ હિન્દ દેશના દરેક વિભાગોના જુદા જુદા સ્થળે આવેલી દરેક મુર્તિઓની સરદાર મુર્તિ છે અને એનુ એટલુ બધુ સત છે કે કોઇપણ કાળમાં મુસલમાનો એના ઉપર જય પ્રાપ્ત કરી શકે એમ નથી આ વાત માહમુદ શા ગઝની એ જયારે સાંભળી તો તેણે પ્રતિજ્ઞા લીધુ કે હું પણ ઇસ્લામ ધર્મનો સત બતાવુ ત્યારેજ ખરો, સોમનાથની દન્તકથા વિષેનો એહવાલ હમો હિન્દુઓની લખેલી મોતેબર પુસ્તક ઉપરથી નીચે લખી જણાવીએ છીએજ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રગટ થએલા ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ નામના પુસ્તક પાને (૧૫૬)મે શરૂ થાય છે અને પાને (૧૬૦)મે જઈ સમાપ્ત થાય છે. જેમાનો ટુંક સંક્ષેપ લખી જણાવુ છું.

માહમુદશાહએ પ્રતિજ્ઞા લીધા પછી તેણે ઈ. સને (૧૦૨૪)અને સને હીજરી (૪૧૪)માં સોમનાથ લેવા માટેની છેલ્લી સ્વારી પ્રભાસપાટણ પર થઇ હતી ગઝનીથી નીકળી સુલતાન અજમેર અને અણહિલવાડમાં થઇને તે પ્રભાસપાટણ આવ્યો અને ત્યાના મજબુત કિલ્લાઓનો નાસ કર્યો અને સોમનાથ મહાદેવના પવિત્ર જયોતિર્લિંગના કકડે કકડા કર્યાં.

સોમનાથનો જુનામાં જુનો એહવાલ ઇબને અસીરનો વર્ણવેલો

છે. હિન્દુઓની માન્યતા મત મુજબ શરીરમાંથી આત્મા જુદો થવા પછી દરેક હિન્દુનો આત્મા સોમનાથ જાય છે અને એવી રીતે દરેક હિન્દુઓની આત્માઓ ત્યાં જઈને ભેગી થાય છે.

હિન્દુસ્તાનના જુદા જુદા વિભાગોમાંથી કિમતીમા કિમતી વસ્તુઓ સોમનાથમાં આવતી હતી એ દેવળના પુજારીઓને કિમતીમા કિમતી દાન મળતાં અને દેવળને દસહજાર ગામો હિન્દુ રાજયો તરફથી દાનમાં મળેલા હતાં દરરોજ એક હજાર બ્રાહ્મણો એમાં પુજા કરતા હતા અને જાત્રાળુઓને પુજા કરાવતા હતા દરરોજ બનારસ કાસીથી ગંગાજળ મુતિને નહવડાવવા માટે લાવવામાં આવતુ હતું દેવળને દરવાજે સાડી ત્રણસો ગવૈયા ગાવા બેસતા હતાં અને એઓને નકકી કીધેલો પગાર દેવળ તરફથી મળતો હતો માહમુદશાહ જયારે હિન્દના જુદા જુદા વિભાગોમાં જઇને મુતિઓનો નાશ કર્તા ત્યારે હિન્દુઓ આ મુજબ કેહતા કે એ મુતિઓ ઉપર સોમનાથની મુતિનો કોપ થયો છે જો સોમનાથની તેઓ ઉપર પ્રસન્નતા હોત તો તેમને કોઈથી પણ નાસ કરી શકાય એમ નથી મુળ હેતુ એ જે સુલતાન માહમુદગઝની પછી ગુજરાતમાં જયારે અલાઉદદીન ખલજીના વંશના હાથે જયારે ઇસ્લામ રાજધાનીની સ્થાપના થઈ તે સમયમાં તેઓ અહલે સુન્નતવલ જમાઅતના મત ધરાવનાર હોવાને લીધે કરી તેઓ સાથે અહલે સુન્નતવલ જમાઅતના મોટા મોટા મશાએખો પણ આવ્યા હતા તેઓના પ્રતાપે શીઆપંથના વોહરા કોમમાથી જેઓ અહલે સુન્નતવલ જમાઅતના મત ઉપર આવ્યા હતાં તેઓ પટણી વોહરાઓના નામે ઓળખાયા. જેનું કેટલુંક ખુલાસાવાર બયાન નીચે મુજબનું છે.

કીતાબ અલહકમ જેના ગ્રંથકાર હજરત મોલાના શેખ અહમદબિન મોહંમદબિન અબદુલકરીમ ઇબને અતાઉલ્લાહ (૨૯) છે મજકુર પુસ્તક શેખ સાહેબે તસવુફ (બ્રહ્મગ્નાન) ને લગતી બાબતોમાં લખી જણાવેલી છે. એમા લખેલા લખા-

જુનું અનુક્રમ નહી હોવાને લીધે કરી સેખ (રહે)ની વફાત પછી શેખઅલી મુતતકી (રહે) સાહેબે લખી જણાવેલા જુદા જુદા વિષયોના પૃથક્કરણ, પ્રકરણોની ગોઠવણ કરી તેને નવું રૂપ આપીને તેનું નામ તબવીબુલ હકમ રાખ્યું.

મૌલાના શેખઅલી મુતતકી (રહે)ના બાપદાદાઓનું મુળ વતન જોનપુર હતું. આપના પિતાજીએ કોઇ કારણસર પોતાનું વતન જોનપુર છોડી દઇને બુરહાનપુરમાં આવીને વસવાટ કર્યો હતો જે કે તાપી નદીના કાંઠા ઉપર વસેલું છે આ શહેરને સને હીજરી (૮૦૧) મા નાસીરૂદદીનખાનએ વસાવ્યું હતું.

મજકુર મૌલાના અલી મુતતકી સને હીજરી (૮૮૫) ના સાલમાં બુરહાનપુર શહેરમા જન્મ્યા હતા આઠ વરસની વયમાં એવણના પિતાજીએ શાહબાજન નામના બુઝુર્ગના મુરીદ બનાવી દીધા હતા. શાહબાજન (રહે)નું મુળ નામ બહાવુદદીન ચીશતી હતું એવણ સાહેબ પોતાના સમયના મોટા જબરદસત આલેમ ફાઝેલ અને સાહેબે વીલાયત ગણાતા હતા મોલાના અલીમુતકી સાહેબે એવણને પાસે શરૂઆતની કેલવણી લીધી અને [૯૧૨] હીજરીમાં જયારે શેખ સાહેબની વફાત થઇ ગઇ ત્યારે અલી મુતતકી સાહેબે એવણના પુત્ર અબદુલ હકીમ સાહેબ પાસે બ્રહ્મજ્ઞાનની કેલવણી લેતા રહયા તે પછી એવણ એવણને ખિલાફત મલી અને તે પછી એવણ મુલતાન દેશ ગયા ત્યાં એક બુઝુર્ગ હુસ્સામુદદીન નામી હતા ત્યાં તેવણની સેવામાં દાખેલ થઇ કુરઆન શરીફની તફસીર વગેરાનો અભ્યાસ લીધો તે પછી સને હીજરી (૯૫૩)ના સાલમાં મક્કા શરીફ હજ પઢવા જવાનો ઇરાદો થયો તે સમય મક્કા શરીફ જવા માટે સુરત શહેરથી રહી જવાતું હતું તો તેવણ સુરત આવવા માટે મુલતાનથી રવાના થયા તે વખતે ગુજરાતમાં સુલતાન ત્રીજા માહમુદની સતા હતી રસ્તામાં અમદાવાદ પહેલું પડે છે જેથી સુલતાનની મુલાકાત લેતા સુલતાન મૌલાનાની ઘણીજ સારી સ્વાગત કરી

હતી તે પછી મૌલાના સુરતમાં ઘણી મુદ્દત રહીને મક્કાશરીફ રવાના થઈ ગયા ત્યાં જઈને ત્યાંના મોટા મોટા કેબુલ મસા-એખો પાસે ઇલમે તસવવુફમાં કેળવણી હાસલ કરતા રહયા અને ત્યાંના શેખો પાસે પણ ખિલાફતનો દરજ્જો પ્રાપ્ત કર્યો અને પોતે એક મોટા જબરદસ્ત શેખ પોતાના સમયના કેહ-વાયા ઉપર લખી જણાવેલી હજરત મૌલાના અલીમુતલકી (૬૭) ની હકીકતથી મુળ હેતુ હમારો એ છે કે ફખરે ગુજરાત હજ રત મૌલાના શેખ મોહંમદ તાહેર પટની (૨૭) કોમના પટણી વોહરા એવણના મુરીદોમાંથી હતા માટે કરી તબવીઉલ હકમમાં એવણનું પણ નીચે મુજબ ટુક જીવનચરિત્ર લખી જણાવેલું છે.

શેખ મોહંમદ તાહેર પટણી (૨૭) નું મુળ નામ જમાલુદ્દીન હતું એવણ કોમના વહોરા હતા તે પછી મજકુર કીતાબમાં લખી જણાવે છે કે આ કોમ એટલે વોહરા કોમ ગુજરાત વાસી હિન્દુથી મુસલમાન થએલી છે જે કે ખંભાત શહેરમાં દફન થએલા મુલ્લાઅલી (૨૬)ના હાથ ઉપર પ્રથમ ઇસ્લામથી મુશરફ થઇ હતી તે પછી લખી જણાવે છે કે બવાહિર બોહરાનું બહુ વચન છે તેમજ કાઝી નુરૂલ્લા શુસતરી જેવણની વફાત સને (૧૦૨૦) હીજરીમાં થઈ હતી તેવણ લખી જણાવે છે કે કોમે બવાહીર મુળ ગુજરાત વાસી છે એ લોકો મુંલ્લાઅલી નામ ના બુઝુર્ગ હાથ ઉપર મુસલમાન થએલી કોમ છે એ લોકો ઘણુ કરીને વેપાર વણજનો ધનધો કરે છે એટલાજ માટે કરી એ લોકોને વોહરા કહેવામાં આવ્યા કેમ જે બેહવાર હિન્દી ભાષામાં વેપાર વણજ સોદાગરીને કહે છે.

મૌલાવા તાહેર પટણીના ઝમાનામાં મુંલ્લા સૈયદ જોન પુરી નામના શીઆપંથ ધરાવનારના અકીદાઓ હિન્દમાં ઘણાજ ફેલાઇ ગયા હતા જેથી ઘણા ખરા સુન્ની મત ધરાવનાર વોહરાઓ પાછા શીઆ પંથના મત ઉપર આવી ગયા હતા મૌલાના તાહેર પટણી (૨૭) હજ પઢવા ગએલા હતા જ્યારે તેવણ હજથી

ફારેગ થઇને પોતાના દેશ પાછા ફરયા તો દેશમાં આવીને પોતાની કૌમના લોકોને ઘણે ભાગે : શીઆ પંથના મત મુજબ થઇ ગએલા જોવામાં આવ્યા તો તેવણુ પ્રતિજ્ઞા લઇ કહ્યું કે જ્યાં લગણુ મારી કૌમ લોકોને પાછો સુન્ની મત ઉપર નહી નહી લાઉ ત્યાં લગણુ મારા માથા ઉપર જે ધર્મ ગુરૂ પણા ની પાઘડી છે તે કદીપણુ નહી પહેરવાનો સને (૯૮૦) હીજરીમાં જ્યારે અકબરશાહે એ ગુજરાતમાં રાજ્યકર્તા ખિલજી વંશના છેલ્લા સુલતાન મુઝફરશા ત્રીજાના હાથમાંથી ગુજરાત રાજધાની લઇ લીધી હતી તે વખને પોતે પાટણુ શેહેરમાં આવેલો હતો તો તેણે શેખ સાહેબની પણ મુલાકાત લીધી શેખ સાહેબની આવી હાલત જોઇને અકબર પોતાના હાથે તેવણુના માંથે પાઘડી બાંધીને કહ્યું કે હુ તમારી જોઇતી મદદ કરીશ જ્યારે અકબર ગુજરાતથી દીલ્લી જવા પાછો ફરયો અને ખાન આજમ મીરઝા અઝિઝને ગુજરાત દેશનો વાઇસરાય નિમયો હતો તેને ભલામણ કરી ગયો કે શેખ સાહેબની જોઇતી મદદ બરાબર કરતા રહેશો આ ઉપરથી મીરઝ અઝિઝ શેખ સાહેબના બરાબર મદદ કરતો રહેતો હતો પરંતુ પાચ વર્ષ બાદ સને (૮૮૫) હીજરીમાં મીરઝ અઝિઝની કોઇ કારણ સર બદલી થવાથી તેની જગ્યાએ અબદુર રહીમ ખાન ખાનની નિમણુક થઇ એ પોતે શીઆ પંથનો હતો જેથી કરી તે એણે શેખ સાહેબની મદદ કરવી બંધ પાડી દીધી અને અંદરખાને શીઆ પંથના લોકોને મદદ કરવા લાગ્યો આ ઉપરથી વળી શેખ સાહેબે પાછી માથા ઉપરથી પાઘડી ઉરી અકબર પાસે મદદ માગવાને દીલ્લી જવા માટે સફરને ઇરાદે પાટણથી રવાના થયા અને ઉજજેન પોહચા પછી શીઆ પંથના લોકોએ આપ (૨૯)ને સને [૯૮૬] હીજરીમા ત્યાં શહીદ કરી દીધા શેખ સાહેબ પોતાની અમર સ્મરણ પુસ્તકો જે લખી મુંકી ગયા છે તેની ટુક લીસ્ટીની નીચે મુજબની છે.

(૧) મજમઉલ બેહારફી ગરીબુલ હદીસ,
(૨) અલ મુગની ફેન અસમાઉઅરે જાલ,
(૩) કાનુનુલ મોઝુઆત અહાદીસે જઈફા,
(૪) તજકે રતુલ મોઝુઆત ઇત્યાદી

ઘણી પુસ્તોકો આપની રચેલી છે ટુકમાં એ જે આપને ઇમામુલ ગુજરાતનો લકબ દેવામા આવે તો તે પ્રત્યે ગેરવાજબી નહી કેહવાય ખરેખાત પોતાના સમયના ઇમામ હતાં ખુદા પાક આપની રૂહને પોતાની રહમને કામેલાથી ગરીકે રેહમત કરે આમીન.

નં. ૬ હિન્દ અને આર્યા લોક

સુરત જીલ્લાના નાના મોટા કસબા તથા ગામડાઓમાં વસવાટ કરતા સુન્ની વોહરા કોમના લોકો ઇસ્લામથી કેવી રીતે મુશરરફ થયા તેની સંપુર્ણ જાણુ માટે સર્વથી પ્રથમ ભરતખંડના કયા વિભાગ ઉપર ઇસ્લામ ધર્મનું તેજો મય પ્રગટ થયું હતુ તેમજ ભરતખંડમાં કેટલા આપ સ્વાર્થી તથા ઇર્ષાળુ હિન્દુ વિદ્ધજનનો એ પોતાના મનમાં આવે તેવા અપવાદો મુસલમાનો ઉપર લખી જણાવ્યા છે જેનો ઘણોજ ઉત્તમ જવાબ દાખલા દલીલો સહીત પુરાવાવાર એજ લોકોના રચેલા પુસ્તકો ઉપરથી હમો સર્વસિધ્ધ કરી દેશું કે એ લોકો એ લખી જણાવેલા જુઠા આગળ મુસલમાનો ઉપર મુકેલા છે તે તદન સુઠા બનાવટી છે.

(૧) લો અપવાદ કે મુંસલમાનો હિન્દ દેશના મુળવતની નથી

(૨) મોગલ બાદશાહ જાલીમ હતા.

(૩) અપવાદ ઇસ્લામ ધર્મમાં સંકોચપણું છે જેનો જવાબ હમોએ પ્રસ્તાવનામાં ઉત્તમ દલીલો સહીત લખી જણાવેલો છે તે વાંચો.

મુસલમાનો હિન્દના મુળ વતની છે કે નથી તેમજ હિન્દુઓ પણ મુળ વતનીનો જે દાવો કરે છે તો તે જે હિન્દુઓ દાવો કરનારા છે તેઓ પણ હિન્દના મુળ વતની છે કે નહી તેમજ

મોગલ બાદશાહઓ જાલીમ હતાં કે હિન્દુ રાજકરતા તેની બધી હકીકત હાલના સમય સરકારી તથા ખાનગી સ્કુલોમાં ભણાતો ભરતખંડનો ઈતિહાસ નામની પુસ્તક જે કે વડોદરા રાજ્યની દેશી કેળવણી ખાતાની ભલામણથી મા. વિઠ્ઠલદાસ ધનજી પટેલ સાહેબે રચીને પ્રસિધ્ધ કર્યો હતા જેની સન ઈ૦ ૧૯૨૪ ના સાલમાં [૩૨] મી આવૃતી પ્રત [૧૦૦૦૦] છપાઇ પ્રગટ થઇ છે તેના આધારે હમો કેટલીક બાબતો લખી જણાવીશું સન ૧૯૦૯ મા છપાઈને પ્રગટ થએલા ભરતખંડના દીબાચામાં મી૦ વિઠ્ઠલદાસ લખી જણાવે છે કે નાના નાના બાળકોને માફક આવે એવો સરળ ઇતિહાસ તૈયાર કરવાનું કામ વડોદરા રાજ્યના દેશી કેલવણી ખાતા તરફથી મને સુપરત થતાં તેવો ઇતિહાસ તૈયાર કરી ત્યાંની કમેટીને તપાસવા માટે મોકલવામાં આવ્યો કામેટીએ કરેલી સુચનાઓ પરમાણે તેમાં સુધારો વધારો કરીને ફરીથી રજુ કર્યો તો એ ખાતાના ડિરેકટર સાહેબે તેને જાતે તપાસી કેટલીક સુચનાઓ કરી તથા તેમને યોગ્ય લાગ્યા તે ફેરફાર કરી આ પુસ્તક છપાવી પ્રગટ કરવામાં આવ્યું.

વાંચક વર્ગના સાહેબો આપ લોકો ઉપર રોશન થઇ જાય કે મી૦ વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ જેવા એક લાયક વિદ્વાનની રચના પછી દેશી રાજ્ય વદોડરાના કેળવણી ખાતાના સભાસદ વિદ્વજ્જનોએ તે પછી વળી તે ખાતાના ડિરેકર સાહેબે તપાસ લઇ તેમાં યોગ્ય લાગે એવા ફેરફાર કરીને છપાવેલું ભરતખંડનું સરળ ઇતિહાસિક પુસ્તક જેની બાબતો લખાણો હિન્દુ સમાજમાં ઘણીજ ખાત્રી પુર્વક તેમજ મકકમ પણે પણેની માન્યતા ગણાવાને યોગ્ય છે. એમાં કોઇપણ પ્રકારની શંકા રહેતી નથી ઉપર લખી જણાવેલા પુસ્તકની આવૃતી (૩૨)મી સને ઇ૦ ૧૯૨૪ માં પ્રગટ થએલા ભરતખંડનો સરળ ઇતિહાસના પૃષ્ટ ૧૧ મે લખી જણાવેલું છે કે આ દેશમાં એટલે હિન્દુસ્તાનમાં જુદે જુદે વખતે જુદી જુદી જાતના લોક આવીને

વસેલા છે. પ્રથમ આ દેશમાં આનાર્યા લોકો રહેતા હતા અને એજ લોકો હિન્દુસ્તાનના મુળ વતની છે હેતુ એ જે હાલમાં આખા હિન્દુસ્તાનના દરેક પ્રાંતમાં આનાર્યા લોકોના થોડા ઘણા માણસો જેઓ કે કાળા ભમર જીવડા જેવા રંગના છે જેનું વર્ણન આગળ ખુલાસાવાર આવશે તેઓ વતરોક બધાજ આર્યા લોકા છે. વાણીઆ, બ્રાહ્મણ, ક્ષત્રી, ખત્રી, રજપુત, મોચી, ઘાચી, દરજી ઇત્યાદિ દરેક વર્ગના લોકો જેઓ ગોરા અને સાંવળા રંગના છે તે બધાજ આર્યા લોકો છે અને અનાર્યા જેઓ કે હિંદ દેશના ખરા વતનીઓ છે તે હાલમાં ભીલ, કોલચા, દુબલા, કોળી તેમજ મદ્રાસ ઇલાકામાં બધા કાળા લોકો જેઓ મદ્રાસી ચટ્ટી અર્વા વગેરે ન મોથી ઓળખાય છે. તે પછી મજકુર ઇતિહાસના નોટમા લખી જણાવેલું છે કે આર્યા લોકો હિન્દુસ્તાનના જે મુળ વતની નથી એ વિષેની જાણ પાશ્ચાત્ય લોકના ગ્રથોને આધારે લખેલી છે. એટલે યુરોપના ઇતિહાસિક વિદ્ગજનોના લખેલા ઇતિહાસિક પુસ્તકોના આધારે પરંતુ આર્ય લોકનું કેહવું છે કે હમો આ દેશના અસલથીજ વતની હતા. વાંચક વર્ગના સાહેબો આ સ્થળે એક સવાલ ઉભો થાય છે કે જ્યારે આર્યા લોકનું કેહવું છે. કે હમો અસલથીજ હિન્દુસ્તાનના રહેવાસીઓ છીએજ તો તેઓ પાસે પુરાવો શું છે. કંઇપણ નથી કોઇપણ પ્રકારનો પુરાવો દઇ શકતા નથી આર્યા ઓ પાસે પોતીકી કોઇપણ બાબતનો અગર પુરાવો છે તો વેદના ચાર પુસ્તકો છે જેમા કે એ ઓની દરેક બાબતોનો સમાવેસ થઇ જાય છે તો મતલબ એ જે વેદમાં કોઇપણ જગ્યાએ એ વિષેનું વર્ણ નથી એટલાજ માટે હિન્દુ ઇતિહાસિક વિદ્ગજનોને પાશ્ચાત્ય લોકોના ગ્રંથોના લખાણને સિધ્ધાંત રીતે કબુલ રાખવાની ફરજ પડી અને તેની માંન્યાતા વડોદરા રાજયની કેળવણી ખાતાના વિદ્ગજનોને તેમજ બીજા દરેક હિન્દુ ઇતિહાસિક પુસ્તકના ગ્રંથ કારોને કરી લેવી પડી આ ઉપરથી

ખુલ્લી રીત પુરાવાવાર સિધ્ધ થઇ ગયું કે આર્યોએ હિન્દુસ્તાન મુળ વતની નથી એવીજ રીતે હિન્દુતાનનો સંક્ષિપ્ત ઇતિહાસના ગ્રથકાર મી૦ ર૦ બ૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. પોતાના મજકુર પુસ્તકમાં લખી જણાવે છે કે તમે આપણે ત્યાંના ભીલ ધાગળા અને કોળી તેમજ કાળી પરજના લોકોમાંના કેટલાકને તો જોયા હશે મદ્રાસ ઇલાકાના તેમજ મુંબઇ ઇલાકાના દક્ષિણ ભાગના લોકો પણ એ લોકોના જેવા કાળા હોય છે. હિન્દુસ્તાનના બીજા લોકો આ લોકો જેવા કાળા નથી આ કાળા લોકો તે અનાર્ય લોકો છે એ હિન્દુસ્તાનના મુળ વતની હતા એમની પછી જુદી જુદી ટોળીએ હિન્દુસતાનમાં આવીને વસી તે આર્ય ટોળી હતી અને તેમનાથી રંગ તદન જુદા મુળ વતનીઓ અનાર્ય કહેવાય.

કાબુલની ખીણ ઓળંગીને કેટલીક આર્ય ટોલીએ પંજાબમાં દાખલ થઇ થોડાક સમય પંજાબની મોટી મોટી નદીઓથી સિંધુ અને તેની પાંચ સાખાઓથી તેઓ આગળ વધતી અટકી સિંધુને ઇરાની લોકો હીંદુ કહેતા આથી સિધુને કીનારે વસતા લોકો લાંબી મુદતે હિન્દુ કેહવાયા અને એ લોકોએ વસાવેલું દેશ હિન્દુસ્તાન કેહવાય તે પછી હિન્દુસ્તામાં ગ્રીક લોકો પણ આવ્યા હતા તેઓએ સિંધુ નદીને ઇંડોસ અથવા ઇનડસ કહી આ ઉપરથી ઇગ્રેજીમાં ઇનડિઆ નામ કહેવાયું

આ નાસકારક જગતનો વખત એક સરખો રહેલો નથી હોવાને લીધે કરી દરેક જુદા જુદા યુગમાં મોટા મોટા વિકાર થતા રહે છે તે પ્રત્યે લાંબી મુદત પછી મોગળ બાદશાહ ઓની સવારી પણ હિન્દુસ્તાનમાં આવી અને કાળના વિકાર અર્થે તેઓ આર્યો લોકો ઉપર જય પામીને હિન્દુસ્તાનના સ્વામી થયા જે ઉપરથી કેટલાક પક્ષપાતિ અને આપ સ્વાર્થી હિન્દુ વિદ્વજજનો બળાપો કરતા લખી જણાવે છે કે મોગળ બાદશાહઓ ઘણા જાલીમ તથા બળાત્કાર કરનારા હતા એર મોગળ બાદશાહ

ઓનો દોર પુરો થવા બાદ ઇંગ્લાડના રહેવાસીઓ ભરતખંડમાં આવ્યા અને બ્રિટિશ રાજ્યધાની સ્થાપના થઇ અને તે હાલ ચાલું છે. મુળ હેતું એ જે આર્ય લોકોએ આર્ય લોકોના હિન્દુ વિદ્વજ્જનોના લખા મુજબ હિન્દમાં આવીને અનાર્ય લોકો સાથે યુધ્ધ કરીને તેઓની કતલ ચલાવી તેઓને ડુગરામાં તથા પર્વતની ખીંણોમાં નસાડી દીધા અને તેઆમાંના કેટલાકોને દાસ દાસી બનાવ્યા તેઓનું ફળદ્રુપ દેશ કબજે લીધું.

"આ-હા કેવી મજા પડી"

ઇત્યાદિ કારકિર્દીઓ જે કાઇ બળાત્કાર સમાન કીધી હોય તે સર્વેનું ઉપનામ આપણે શું? આપીશું કૃપાનિધાન કે ન્યાયનો સાગર કે કરૂણાકર પધ ઉર્દુ ભાષામાં "હુમ આહુભી કરતે હેં તો હો જાતે હેં રૂસ્વા તુમ કત્તલભી કરતે હો તો ચર્ચા નહી હોતા, હમો નિશ્વાસ લઇએ તો તેને માટે પણ અપજસ મલે છે અને તમો હત્ય પણ કરો તો તે વિષે કરી લોક ચર્ચા નહી થતી શા માટે થાય પારકી ભુલ પેહલા દેખાય પોતીકી ભુલ નાસી જાય આપસી તો લાપસી પરાઇ તો કુસ્કી.

ભારતખંડ પ્રકરણ ૭ મું પૃષ્ટ ૨૬ મે ચંદ્ર ગુપ્તની રાજ્ય વ્યવસ્થા અને મગધની રાજ્યનો અંત : મગધના નવમાં નંદ રાજાના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્ત એ પંજાબમાં બળવો કરી ગ્રીક થાણું ઉઠાડી મુકયાં. ને પૌરસને રાજ્ય ભ્રષ્ટ કરી પોતે રાજા થયો તે પછી મગધમાં બળવો થયો. તેમા રાજ્ય કુટુમ્બની કતલ થઇ એ લાગ સાધી ચદ્રગુપ્તે પોતાના પ્રધાન ચાણુકયની સહાયતાથી રાજ્યનો કબજો લીધો ને પોતે ગાદીએ બેઠો ઇ૦ સ૦ પૂર્વ ૩૧૫ ચંદ્રગુપ્તને તેના પ્રધાન ચાણુકયે રાજ્યનીતિને રાજ્ય કૌશલ્ય શીખવી પ્રવીણ બનાવ્યો હતો એ સમય નર્મદાની ઉત્તરે નાનાં નાનાં ઘણા રાજ્યો સ્વતંત્ર હતાં તે સર્વેને એ પ્રતાપી રાજાએ જીતી લીધી, ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ બેઠો એ રાજા પણ એના બાપ જેવો

પ્રતાપી હતો ઉત્તર ભારત ખંડના જે રાજ્યો ચંદ્રગુપ્તએ જીતવા બાકી મુકયાં તે એણે જીત્યા અને ૨૮ વરસ રાજ્ય કરીને બિંદુસાર ઇ૦ સ૦ પૂર્વ ૨૬૩માં મરણ પામ્યો અને તે પછી એનો કુંવર આશોક મગધની ગાદીએ બેઠો આશોકનું બીજુ નામ પ્રિય દ્રર્શી હતું. એણે ૪૦ વરસ રાજ્ય કર્યું એ મુદતમાં એણે બાકીનો ભારતખંડ અને અફઘાનિસ્તાનનો મુલક જીતી લીધો. એ બહુ પ્રાક્રમી અને ધર્મિષ્ટ મહારાજાધિરાજ હતો શરૂઆતમાં બ્રહ્મ ધર્મ એ રાજ્ય ધર્મ હતો પાછળથી આશોકે બૌધ્ધ ધર્મને રાજ્ય ધર્મ બનાવ્યો એણે ખુલ્લી રીતે બૌધ્ધ ધર્મ પાડયો એટલુંજ નહી પણ ધર્મને રાજ્યથી ઉત્તેજન આપ્યું એણે બૌધ્ધ ધર્મનો નિર્ણય કરવા માટે સભા બોલાવી એ સભાએ પ્રમાણ કર્યા પછી એ ધર્મનાં મુળ તત્વોનાં જાહેરનામાં પ્રસિધ્ધ કરી જુદે જુદે સ્થળે સ્થંભો ઉપર ને શિલા ઉપર કોતરાવ્યાં, અને એ ધર્મ પવિત્ર રહે તે સારૂ તેની દેખરેખ માટે પોલિસનો પેહરો બેસાડયો અને દેશ પરદેશ ધર્મોપદેશ કરવાને યતિઓ મોકલ્યા બૌધ્ધ ધર્મ શાસ્ત્રોનો માગધી ભાષામાં સંગ્રહ કરાવ્યો આવા આવા ઉપાયોથી એ ધર્મ અશોકના આખા રાજ્યમાં પ્રસર્યો એટલુજ નહિ પણ યતિઓએતિ બેટ ચીન બ્રહ્મ દેશ શિયામ જાવા જાપાન લંકા વગેરા દેશોમાં પણ એ ધર્મ ફેલાવ્યો ગુજરાતમાં પણ આશકોનું રાજ્ય હતું તેની કોતરાવેલી બૌધ ધર્મની આજ્ઞાઓ જુનાગઢ પાસેના ગીરનાર ઉપર હજુ પણ છે આશોકો શીયાણો અને પરોપકારી રાજા હતો એણે ધર્મને બહાને કોઇ ઉપર જુલમકે પક્ષપાત તર્યો નહી ઉપર લખી જણાવેલી હકીકત ઉપરથી અપક્ષપાત પણે પક્ષપાતથી પવિત્ર થએલાં હૃદય અને ન્યાય દ્રષ્ટિથી જોનારા વાચક વર્ગો તમો પોતેજ તમારા અંતઃકરણમાં વીચાર કરી લેતા ન્યાય આપશો કે ચંદ્રગુપ્ત વંશજોના રાજકર્તાઓએ રાજ કુટુમ્બની ઘાટકી ભરેલી કતલ ચલાવી બળવો કરાવ્યો નાનાં સ્વતંત્ર રાજ્યોને

પોતાના તાબે કરી લીધા તો આ બધા પરાક્રમિ ભરે કાર્યો જે કર્યા તે વગર યુધ્ધ અને કતલ ચલાવે માત્ર કોઇ વશીકરણ મંત્રના આધારે બાજીગર સમાન છું મંત્ર કરીને કર્યા હશે.... ....કેમ એટલુજ નહિ પણ અશોકે બ્રાહ્મણ ધર્મ તજી દઇને પોતાના આખા રાજમાં બૌધ્ધ ધર્મ પ્રસર્યો તે પણ છુ મંત્રનેજ આધારે તેને માટે પણ લેશ માત્ર પણ જોર જુલમ કરવાની જરૂરત પડીજ નહી હશે શું ? આપ સ્વાર્થીઓ પોતાના હિત અર્થે હટધર્મિ અને ખુલ્લી રીતે અન્યાયના અંધકરણ સમુદ્રમાં ડુબકી ખાતા પણ આમ કહેવા માગો છો તો આ તમારૂં કહેવું ધોળે દીવસ આખમાં ધુળ નાખીને ઠગાય કરતા દેશની બે જુદી જુદી પ્રજામાં વેરભાવ કરાવીને તમારા હિત પાર પડવા સમાન નહી કેહવાય તો બીજુ શું કેહવાય અને એ વિષે કરી એક ખુલ્લો દાખલો હિન્દુ ધર્મની માન્યતા મુજબનો લખી જણાવું છું જેથી કરી સામાયજન સમાજ ઉપર એનો ભેદ ખુલ્લો પડી જશે જાણવુ જોઇ એકે જયારથી આ જગતમાં મનુષ્ય જાતિનો આરંભ થયો અને જન સમાજમાં જેમ જેમ વધારો થયો તેમ તેમ તેમ તેઓના જુદા જુદા ટોળાઓ થઇને જુદે જુદે સ્થળે રેહવા લાગ્યા અને આ ઉપરથી કાળાકાળની પરિસ્થિત જોતા જુદા જુદા વંશજોમાં ચઢતી પડતી થતી રહેલી છે અને એ મનુષ્ય જાતિના સ્વભાવિક અર્થે પ્રલય કાળ સુધી એક બીજા વંશજોની ચઢતી પડતી થતી રહેશે સેંકડો કૌમો ઉન્નતીની ટોચ ઉપર ચઢવા પછી પડતીના પાતાળમાં જઇ પડા પછી તેનો નાશ થય ગયો જેનો આજ લગણ પતો પણ નથી ચાલતો કે તે કયાં ગઇ છેવટે આપણા સમયમાં યુરોપની પ્રજા ઉન્નતીની ટોચ ઉપર આવેલી જોવામાં આવે છે અને હવે પછી કોણ આવશે તે ઇશ્વર સીવાય કોઇ જાણી નહી શકતું હેતું એજે ઇતિહાસિક પુસ્તકોનું અવલોકન કરતા જગતની રાજ્ય કર્તા કૌમોના મોટા મોટા શીયાણા અને પ્રવિણ લોકોએ રાજનીતી

ભોગવવાના નિયમિત બંધાણુ કર્યા છે તે મુજબ વખતો વખતના રાજ પ્રયોજકજનો રાજવંશીઓ વખતને અનુસારે તેમા વધારો ઘટારો કરીને પ્રજા સાથે કેવી રીતે વર્તન વર્તવું તે મુજબ વર્તે છે. જેમકે હરિશ્ચંદ્ર રાજાએ રાજનીતીના નિયમ અર્થે હજારો વન માણુસોનું કતલ ચલાવીને હત્ય કર્યું હતું તે ધર્મ નિયમ કહેવાય તો શુ મુસલમાન રાજકર્તાઓ એ પાછળથી હિન્દુઓના હાથમાંથી રાજલેવા પછી રાજનીતીના નિયમ મુજબ સખતાઇ તેમજ નરમાઇ પણાથી જે વર્તણુંકો વર્તી તો તેનું નામ જુલમ બળત્કાર થયું અને હિન્દુ રાજકર્તાઓએ હમો ઉપર જે વર્તન લખી ગયા તે મુજબ બળાત્કાર કર્યો જુલમ કર્યો અનાર્યોઓનું કુળદુપ સપાટી મુલક લઇને તેઓને ગુફા તથા ડુંગરોમાં નસાડી દીધા તે બધુ નિયમસર અને ધર્મ સમાન થયું ચાળાકી એટલે છળ કરનાર છળ કરે છે પરંતું જોઇ સમજીને

પધ...."ઠોકરે મત ખાઇએ ચલીએ સમજકર દેખકર,
ચાલ સબ ચલતેહેં લેકિન બન્દએ પરવર દેખકર સમજકર."

રાજનીતી અને રાજા હરિશ્ચંદ્રનો દાખલો

અયોધ્યમાં સુર્યવંશી રાજ્ય સ્થાપનાર ઇક્ષ્વાકું થયો તેના વંશમાં ૧૦ મી પેઢી એ હરિશ્ચંદ્ર નામે સત્યવાદી રાજા થયો હતો જેનુ સત્યવત તજાવવાને વિશ્વામિત્ર નામે ઋષિએ ઘણો યત્ન કર્યો હિન્દુઓ રાજા હરિશ્ચંદ્રને સત્યવાદી અને તેની સ્ત્રી તારામતીને સતીના નામે અને તેના પુત્ર રોહિતાશ્વને સુપુત્રને નામે આજે પણ પુજા કરે છે રાજા હરિશ્ચંદ્રનું સત્યવત તજાવવાનુ મુળ કારણુ એ થયું હતુ કે હિન્દુઓની માન્યતા મુજબ રાજા ઇંદ્ર સર્વગના દેવતાઓનો સરદાર છે એક દીવસ રાજા ઇંદ્રએ પોતાના દરબારમાં હાજર રહેલા માહાપ્યોમાંથી નારદ મુની નામના ઋષિને કહ્યુ કે તમો નાસ પામવા વાલી જગતના લોકોમાં જાવ આવ કરો છો તો એતો કહો કે ત્યાંના લોકોની શું હાલત છે એટલે તેઓ પાપીના

કાર્યો કહે છે કે પુનના અને આ જગતમાં સત્યવાદી લોકો પણ છે કે નહિ આ ઉપરથી નાદેર મુનીએ જવાબ આપ્યો કે અદભુત ભવસાગર સંસારમાં જેઓ ડુબકી મારી રહ્યા છે. તેઓને પાર થવું અશકય છે કેમ જે જગતના દર્શનની લીલા જોઇને મનુષ્ય તેમાં સપડાઇ જાય છે અને તે પછી તેનુ મન મન્દુ થઇ જાય છે તેમ તેમ તે મોજમજામાં પડીને સવર્ગની દુન્યામાં દાખેલ થવાથી દુર થતો જાય છે. આ ઉપરથી ઇંદ્ર રાજાએ નાદેર મુનીને વળી બીજી વાર પૃચ્છા કીધી કે ત્યારે શું આવી દુરાચાર જગતમાં એવો પણ મનુષ્ય હશે કે તેના ઉપર ગમે એવું સંકટ આવી પડે તોએ પણ પોતાનું સત્યવ્રત તજી ન દે આ ઉપરથી વશિષ્ટ ઋષિએ જવાબ આપ્યો કે રાજા હરિશ્ચંદ્ર નામનો મનુષ્ય રાજા મારો ચેલો છે તે આપના કેવા મુજબનુંજ સત્યવ્રત ધરાવે છે તેના ઉપર ગમે એવું અસહ્ય સંકટ આવે તોપણ પોતાનું સત્યવૃત મુકે નહિ આ ઉપરથી હાજર રહેલા બીજા ઋષિઓમાંથી વિશ્વામિત્ર નામી ઋષિએ વશિષ્ઠ ઋષિના કહેલા વચનોની વિરૂધ્ધતા કીધી કે આમ બનવા જોગ નથી આવી રીતે ઋષિઓમાં વાદવિવાદ થયા પછી વિશ્વામિત્ર ઋષિને હરિશ્ચંદ્રનું સત્યવ્રત ખરૂં છે કે ખોટુ તેની પરિક્ષા કરવા માટે ઇંદ્રની સભા તરફથી અખત્યાર દેવામાં આવ્યો અને આકાશીસી દેવતાઓની જોઇતી મદદત પણ દેવાને રાજા ઇંદ્રએ કહ્યું કે જ્યારે જોઇએ ત્યારે દેવતાઓની મદદત લેવી આ ચુકાદો થવા પછી વિશ્વામિત્ર રાજા હરિશ્ચંદ્રની પરિક્ષા માટે જંગલમાં આવે છે.

૮. રાજા હરિશ્ચંદ્રનો દરબાર હરિશ્ચંદ્ર પોતાની દરબાર સભામાં બેસીને રાજસભા સાથે વાત કરી રહયો છે એટલામાં ચોબદાર આવીને ખબર આપી કે વિશ્વામિત્ર મહા ઋષિ ભલે પધારયા છે. હરિશ્ચંદ્ર એ ચોબેદારને આજ્ઞા આપી કે તેવણુને ઘણા માન અને આવકાર સહીત દરબારમાં લઇ આવ ચોબદાર ઘણા માન સહીત વિશ્વામિત્ર ઋષિને દરબારમાં લાવે છે હરિશ્ચંદ્ર ચરણે પડે છે અને કહે છે કે મહા દયાનિધાન ઋષિ વિશ્વામિત્ર આપના પધારયાથી હું કૃતાર્થ થયો છું વિરાજમાન લેશો મહારાજ વિશ્વામિત્ર આશીવાંદ આપતા કહે છે હરિશ્ચંદ્ર કલ્યાણ તારૂં સર્વે કલ્યાણ થાઓ વિશ્વામિત્ર—હરિશ્ચંદ્ર તારા જેવો ઉદાર દીલનો અને સાહસિક આજે આ પૃથ્વી ઉપર કોઇ નથી વારૂં મારા અચાનક આવ્યાથી તુને કોઇ જાતની હરકત તો નથી થઇ હરિશ્ચંદ્ર મહા ઋષિ જેવી રીતે આકાશ જળ પૃથ્વી ઉપર વર્ષી ને લીલા લેહેર અને આનંદ ઉપજાવી દે છે એવીજ રીતે આપના પધારવાથી આ અધમ અધીનના નેત્રો આપના ચરણ કમળના દર્શનથી તૃપ્ત થયા છે આપની જે કાઇ મનશા હોય તે દાસને આજ્ઞા કરો વિશ્વામિત્ર હરિશ્ચંદ્રના વખાણ કરતા કહે છે કે સુર્ય વંશના લોકો સદા સાધું સન્નતાનની સહાયતા કરેલી છે. એટલા હેતુથી હું આ સમય તુને તસ્દી દેવા આવ્યો છું મારે એક મોટા પરમાણુમાં યજ્ઞ (કુરબાની) કરવાનો વીચાર છે તે માટે એક હજાર રૂપિયાની અગત્ય છે ટુંકમાં એ જે હરિશ્ચંદ્ર એથી પણ વધુ દેવાનો વચન કરે છે. વિશ્વામિત્ર ચાલો જાય છે. વિશ્વામિત્ર એકાંતમાં બેસીને પોતાના અંતરમાં હરિશ્ચંદ્રનું સત્યવ્રત કેવી રીતે તજાવવું તે વિષે કરી પ્રપંચ રચે છે કે હરિશ્ચંદ્રના રાજ્યમાં અનાજની ઉભેલી ખેતીને દેવતાઓની સહાયતાથી નાશ કરાવી જેથી એ દેવતાઓનું કતલ

રાજા હરિશ્ચંદ્રનો દરબાર અને વિશ્વામિત્ર ઋષિ

ચલાવશે તેમજ ઇંદ્રના દરબારની એક અપસરાને રામજણીના રૂપમાં મોકલવી તેનું ગાવું સાંભળીને જ્યારે એ ખુશ થશે તો રામજણીને ઇનામની માંગણી માટે કહેશે તો અપસરાને આગળથી સીખવી રાખવી કે ઇનામમાં પ્રથમ હરિશ્ચંદ્ર સાથે લગન કરવાની માંગણી કરવી તે વિષે ના કહેતા રાજગાદીની માંગણી કરવી આમીથી કાંઇ નવો રંગ અને યુકિત નીકળી આવશે આવા વિચાર ઉપર આવીને વિશ્વામિત્ર ઇંદ્રના દેવતાઓને આજ્ઞા કરે છે કે તમો બધા વન માણુસનું રૂપ ધારણ કરીને હરિશ્ચંદ્રના રાજ્યની ખેતીનું નાસ કરો આ હુકમ થતાજ દેવતાઓ વન માણુસનું રૂપ ધારણ કરી બધી અનાજની ઉભેલી ખેતીનું નાશ કરે છે જે ઉપરથી બધા ખેડુતો હરિશ્ચંદ્ર પાસે ફરયાદ જાય છે હરિશ્ચંદ્ર પોતે પોતાના સેનાસહીત ગરીબ બાપડી ખેડુત પ્રજાને ન્યાય અર્થે વન માણુસોને હાકી કાઢવાને અને ખેતીના બચાવ કરવા માટે જાય છે.

વન માણુસો સામે થઇને મુકાબલો કરે છે અને હરિશ્ચંદ્રનું સેના તેઓની કતલ ચલાવે છે અને તે એટલા પ્રમાણમાં કે કતલથી રકતની નદી વહેતી થઇ જાય છે. ટુકમાં એ જે આ બાબત બના પછી હરિશ્ચંદ્ર પાસે વિશ્વામિત્રની ગોઠવણ મુજબ ઇંદ્રના દરબારની અપસરા રામજણીના રૂપમાં આવે છે અને હરિશ્ચંદ્રને ગાવું સાંભલાવા પછી તેને ઇનામ આપવામાં આવે છે તે વખતે તે ઇનામ લેવા માટે હરિશ્ચંદ્રને પાસે રાજગાદીની માંગણી કરે છે તો હરિશ્ચંદ્ર તેને કહે છે કે ઓ અનુચિંતના લાયક સ્ત્રી આવી નાલાયકી ભરેલું ઈનામની માગણી કરવાનું કારણ શું છે તે કઇ જણાય અપસરા જવાબ આપે છે કે ગરીબ પરવર મહારાજ ધિરાજ એનું કારણ સેવિકા બતાવી નહિ શકવી અને એ કારણના ભેદ ભરમને તમો સમક્ષ ખુલ્લુ પાડી શકવાને પણ લાચાર છું જો આપ દાનવાન અને સત્ય ઉદાર સાહસી હો તો કૃપા કરીને મારી માગણી

પુરી કરો અને આપનું સિંહાસન આપીદો હરિશ્ચંદ્ર તેના જવાબમાં અપ્સરાને કહે છે કે અગર તું તારા માન મરતબા મુજબની જે કાંઇ માગણી કરશે તે તુંને દેવામાં આવશે પરંતુ આવી અયોગ્ય માગણી મુજબ તુને કાંઇપણ મલી શકે એમ નથી અપ્સરા પોતાનો વીચાર બદલીને કહે છે કે મહારાજ અગર સાચુ પુછો તો આ તો માત્ર આપની પરિક્ષા માટે કહેલુ સિંહાસન લઇ હું શું કરૂ અને મારા જેવી એક સ્ત્રી આવા મોટા બોજાને કેવી રીતે ઉઠાવી શકે પરંતુ મુળ બાબત તો એ છે કે હુ આપના ચંદ્રમુખ ઉપર મોહિત થઇને આપના પ્રેમ પાશમાં આવી ગએલી છુ એટલા માટે કરી આપ મને આપની રાણી બનાવી લો અને મારા પ્રેમ અને યુવાન અવસ્થામાં આવેલા બાગના ફળ પુલનો સવાદ ચાખો આવા સવાલ ઉપરથી હરિશ્ચંદ્ર ક્રોધમાં આવીને કહે છે ઓ નિર્લજ સ્ત્રી આ તારા બીજા સવાલથી મને સંપુર્ણ ખાત્રી થઇ ગઇ કે દુરાચારી મનોવિકારે તારી આખો ઉપર પરદો નાખ્યો છે શું? એક અધમ બજારમાં બેસનાર વેસવા સ્રીને મારી રાણી બનાવુ અને મારા ધર્મ તેમજ માન આબરૂને તજી દઉ આમ બનવા જોગ નથી ચોબદારને હુકમ કરે છે કે આ બે શરમ બેહયા નાલાયક સ્રીને મારા આગળથી દુર કરો ચોબદાર અપ્સરાને ધકકા મારી દરબારથી બહાર કાઢે છે કે એવામાં આગલથી કરી રાખેલી ગોઠવણ મુજબ વિશ્વામિત્ર ઋષિ આવે છે અપસરા વિશ્વામિત્ર આગળ ફરયાદ કરે છે વિશ્વામિત્ર તેના કાનમાં કહે છે કે કેમ તારી બન્ને માંગણી વિષે શું થયું અપ્સરા ખાનગીમાં કહે છે કે બન્ને આ મુજબ રદ ગઇ વિશ્વામિત્ર અપ્સરાને ચાલી જવા માટે હુકમ આપે છે. અને પોતે હરિશ્ચંદ્રના દરબારામાં

દાખલ થાય છે વિશ્વામિત્ર ઋષિ દાખલ થાય છે તેવોજ હરિશ્ચંદ્ર ચરણે પડવાને આગળ વધે છે કે વિશ્વામિત્ર ઋષિ બનાવટી રીતે હરિશ્ચંદ્રના ઉપર ક્રોધાય છે. અને કહે છે કે બસ દુર થઇ જા મારા ચરણોને તારા અપવિત્ર હાથ નહી લગાડ પ્રભુ ? મહા ઋષિ આ દાસથી એવો તો શું અપરાધ થયો વિશ્વામિત્ર અપરાધ એ અભિમાની તારા હૃદયથીજ પુછી લે કે તે શું અપરાધ કર્યો હરિશ્ચંદ્ર જવાબ દેતા કહે છે કે ઋષિરાજ આ જગતના રહેનારાઓ જગત વાસી મનુષ્ય પાપોથી ભરેલાજ હોય છે. અને મનુષ્ય ન ભુલને પાત્ર હોય છે. પરંતુ મુજ સેવકને જ્યાં લગણ યાદ છે ત્યાં લગણ તો મારેથી કોઇ એવો પાપ થયો નથી કે જેથી કરી હું ઠપકાને પાત્ર થયો હોઉ છતાં તેનું કારણ પણ આપ દર્શાવતા. નથી વિશ્વામિત્ર ચંડાલ તે કામ કર્યું છે કે જેને કેહતા પણ મને લાજ આવે છે જે તપોવનમાં હરના ભગ્તો નિત્ય બેસીને જપ તપ કરે છે ત્યાં તે રકતની નદી વહેવાવી દીધી અને બાપડા મુંગા પ્રાણીઓની કતલ કીધી ધિક્કાર છે તારા નામ ઉપર ધિક્કાર આવુ ઘાતકી ભરયું કામ કર્યું આ હિંસા થકી આકાશ પાતાલ આંખો કાઢીને લાલ ચોળ જેવા થઇ રહ્યા છે હરિશ્ચંદ્ર ઋષિરાજ જરા શાન્ત પકડો ધીરજ રાખો શંકાસિલ ન થઇ જાઓ વંન માણસોએ પ્રજાની બધી ખેતીવાડીનું નાસ કર્યું આથી પ્રજાનું કેટલું બધુ નુકશાન થયું તે તમોજ વીચારશો ત્યારે જઇને મેં તેઓને કતલ ચલાવ્યો આપ તો સારી રીતે જાણો છો કે દુઃખ દેનારને તેના દુઃખ દેવા પ્રથમ નાસ કરી દેવો એ શાસ્ત્રનો હુકમ છે તે મુજબ મેં કર્યું એમાં મારો શું અપરાધ વિશ્વામિત્ર ત્યારે બાપડી અપ્સરાનો સવાલ શા કારણ તે પુરો કર્યો નહી આથી તારૂ સત્યવ્રત તજે છે હરિશ્ચંદ્ર ઋષિરાજ આ રાજપાટ મારી સ્વજાતિ મિલકત નથી હું જારો હાથમાં રહેલી છે અને લાખા હાથમાં હવે પછી રેહશે પરંતુ એને સાચવી રાખવું મારો ધર્મ છે એરવાજબી દાન

ધર્મ કરવું પણ પાપનું મુળ છે. ખરૂ પુછો તો તમો એના યોગ્ય છો જો તમો મારૂં રાજપાટ માગતાં હોય તો હું દેવાને તૈયાર છું અને મારા કેહવાની પરિક્ષા લો કે જુવો હુ આપુ છું કે નહી. વિશ્વામિત્ર ઠેકડી કરીને કહે છે કે મોટો દેવાવાળો થઇ ગયો મને પણ ભપકો મારી ઠગવા માગે છે આ ઉપર હરિશ્ચંદ્ર પોતાનું તાજ વિશ્વામિત્ર ઋષિના માથા ઉપર મુકે છે. અને સિંહાસનના હવાલો આપે છે.

ઉપર લખી જણાવેલી હરિશ્ચંદ્રની દન્તકથા ઉપરથી ખુલ્લી રીતે પુરાવાવાર સિદ્ધ થઇ ગયું કે જગતના રાજકરતાઓના રાજય કૌશલ્યતા તથા રાજનીતીના નિયમોના નિબંધ મુજબ દરેક રાજ કર્તાઓને વખતના અનુસારે પ્રજાને સાથે જે રીતના વર્તન વર્તવા પડે છે જો એનુ નામ આપણે બળાત્કાર રાખીશું તો પછી આ જગતના રાજય કર્તાઓમાંથી કોઇપણ રાજય કર્તા આવા બળાત્કારોથી મુકત થઇ શકતા નથી તેમજ હું એમ પણ નહી કેહવા ચાહતો કે મુસલમાન રાજય કર્તાઓમાં કોઇ પણ બાદશાહ જુલમગાર નહી થઇ ગયો થઇ ગયો હશે પરંતુ ઇતિહાસિક પુસ્તકોનુ અવલોકન કર્યા પછી સરખામણી કરતા પરમાણુમા મોટે ભાગે હિન્દુ રાજયકર્તાઓ બળાત્કારમા વધી જશે વળી તેમા પણ મોટે ભાગે પોતાની સ્વજ્ઞાતિનાજ લોકો ઉપર અને હિન્દુસ્તાનના હિન્દુ રાજયકર્તાઓના હાથમાથી મુસલમાન રાજયકર્તાઓના હાથમા હિન્દના રાજયની જે લગામ આવી હતી તેનું મુળ કારણ પણ એજ હતુ જુવો મુસલમાની રિયાસત ભાગ પેહલો જે ગુજરાત વર્નાકયુલર સોસાઇટી હિન્દુ જનસમાજ તરફથી પ્રગટ કરવામાં આવેલું પુસ્તક છે આ પુસ્તકના પુષ્ટ (૨૦૯) મા લખી જણાવે છે કે હિંદુરાજાઓની નીતિ ભ્રષ્ટ થઇ હતી એ વાત આપણને એટલે હિન્દુઓને મોટા દુઃખ સાથે કબુલ કરવી પડે છે તેમા ગુજરાતના કર્ણરાજાની પણ એવીજ હકીકત છે એટલે માધવ નામનો નાગર બ્રાહ્મણ

પ્રધાન હતો તે કંઇ કામ માટે બહાર ગયેલો હતો તેવામાં તેની રૂપવંતી પત્નીને કર્ણરાજા બળાત્કાર કરીને પોતાના મેહલમાં લઇ ગયો. તેને છોડવવાનો પ્રયત્ન માધવના ભાઇ કેશવે કર્યો પણ તે માર્યો ગયો. માધવના જાણમા આ હકીકત આવવા પછી કર્ણના આ દુષ્ટ કૃત્યનુ વેર લેવાને પોતે શકિતવાન નહી હોવાને લીધે તે સુલતાન અલાઉદદીન પાસે ગયો અને પોતાની દાદ ચાહી અને ગુજરાત ઉપર ચઢાઇ કરવા માટે તેનુ મન લલચાવ્યું એવીજ રીતે સિંધ જોડે ઉત્તર વિભાગમાં આવેલા ડીબેલના રાજા દાહિરે બગદાતના ગાદીવારેસ ખલિફા વાલિદબીન અબદુલ મલેકના વખતમાં લંકાના રાજાએ અરબ વેપારીઓ તેના રાજમાં વેપ ર અર્થે ગયા હતા તેઓના મર્ણ પછી તેઓના સ્ત્રી બચ્ચાઓને વહાણોમાં બેસાડી મોટા પરમાણમાં ઇનામ ઇકરામ આપી બગદાત રવાના કર્યા હતા આ વહાણોને પવનની રૂખ બદલાઇ જવાથી ડીબેલના કીનારા ઉપર જઇ લાધ્યા તો તેને લુટી લીધા અરબોના સ્ત્રી બચ્ચાઓને દાસ દાસી બનાવ્યા આ ખબર ખલિફાને થવાથી રાજા દાહેર ઉપર રાજના કાયદાસર પત્ર મોકલી તેઓની માગણી કીધી અને જે કાંઇ તેઓની માલમતા લઇ લીધી હોય તે પણ પુરેપુરી આપી દેવી રાજા દાહિરે ના પાડી જેથી ખલિફાને ભરતખંડમાં ચઢાઇ લાવવાનું કારણ થયું જેની ટુંક અને ખુલાસાવાર હકીકત ઇનશાઅલ્લા આગળ આવશે ચાલાકી (છળ) કોઇના બાપીકી મીલકત નથી પક્ષપાત આપ સ્વાર્થી હિન્દુ વિદ્વજ્જનો પોતાની ચાલાકી વાપરીને હિન્દુ સામાન્ય જનસમાજના વહાલા થવા માટે આવા સફેદ જુઠા લખાણો લખીને ઉલટો આવા સમય બે જુદી જુદી પ્રજામાં પ્રેમ ભાવ ફેલાવવાની જગ્યાએ વેરભાવ ફેલાવે છે માટે તેઓને લજાવવા જેવું છે. હિન્દુસ્તાનની બે જુદી જુદી પ્રજા હિન્દુ અને મુસલમાનોમાં ગાયના હત્યા વિષેપણ ઉપર લખી જણાવેલી

હકીકત સમાન છે ગાયના હત્યા વિષે હિન્દુના વેદોમાં મનાઈ આવેલી નથી ખચીત એના વધ વિષે આવેલું છે.

**ભરતખંડ પ્રકરણ ૨ જું આર્યોના ચાર વેદ**

૯. હિન્દુઓના ચાર વેદ પંજાબથી વધીને આર્ય લોક ગંગાને જમનાનાં કાંઠા ઉપર અને ત્યાંથી પૂર્વ તરફ કાશી અયોધ્યાને બહાર તરફ આગળ વધ્યા પંજાબમાં તેઓ સુર્ય આકાશ વરૂણ વરસાદ ઈંદ્ર અગ્નિ ઇત્યાદિ દેવતાઓના મંત્ર વડે પ્રાર્થના કરતાં એ મંત્રોને ગંગા જમના કાંઠા ઉપર આવ્યા પછી સંગ્રહ કર્યો તેને ઋગવેદ સંહિતા કહે છે એ વગર સામવેદ યજુરવેદ અર્થ વેદ એ ત્રણે વેદ પણ એજ સમય થયા યજુરવેદના કૃષ્ણને શુકલ એવા બે ભાગ છે યજ્ઞ (કુરબાની) કરાવવામાં જમીન માપીને વેદી બનાવવી વાસણ પાણીને લાકડાં તૈયાર કરાવવાને યજ્ઞના પશુનો વધ કરવો એ કામ કરનારને અધ્વર્યુ કેહતા નિયમ પ્રમાણે યજ્ઞ વખતે કેટલીક ક્રિયામાં ગાયન કરવાનું હોય છે એ કામ કરનારને ઉદ્‌ગાતા કહેતા એ બન્ને કામને લાયક બનાવવાને વાસ્તે ખાસ કેળવણી આપવી પડતી હતી ઋગવેદમાંથી બન્ને કામને ઉપયોગી ભાગ જુદા પાડીને બે વેદ કર્યા અધ્વર્યુના કામનો યજુરવેદ એટલે કુરબાનીના પશુને વધ કરવાને લગતો અને ગાયનના લગતો ઉદ્‌ગાતા કામનો શામવેદ કેહવાયો એ સમય અથર્વ ચોથા વેદ તરીકે ગણાતો નહોતો માત્ર ત્રણજ વેદ ગણાતા આ વેદમાં રોગને લગતા તથા દુશમનોના શાપથી બચવાના વિધિઓ આપેલા છે તથા દેવ પ્રશન્ન કરવાના આયુષ્ય વધારવાના ધન મેળવવાના મંત્રો છે વેદના મંત્રોના સંગ્રહને સંહિતા કહે છે. અને એ સંહિતા ઉપર વિવેચન (તફસીર) કરેલા ગ્રંથોને બ્રાહ્મણ કહે છે એ રીતે ઋગવેદ ઉપર બે. (તફસીરો) લખાયેલી છે અને શામવેદ ઉપર ચાર તફસીરો લખાએલી છે. અને યજુરવેદ ઉપર [illegible]

તથા અથર્વ ઉપર એક મળી કુલ્લે બ્રાહ્મણ ગ્રંથો (તફસીર) નવ છે. ગામમાં રહી યજ્ઞ હોમ વગેરા એટલે કુરબાની ભોગ વગેરા ક્રિયા કરવાના વિધિ બ્રાહ્મણો (તફસીરો) છે એ સમય કેટલાંક ઋષિઓ જંગલમાં રહી શાસ્ત્રનું અધ્યયન કરતાંને શિષ્યોને કરાવતા એ જંગલમાં હોમ કરવાને વિધિ બતાવતાં મનુ અધ્યાય ત્રીજાના ત્રીજા શ્લોકમાં (આયતમાં) વેદ ભણી પ્રસિધ્ધ થએલા ગળામાં માલા પહેરી ગાદીએ બેસનાર માટે લખી જણાવેલુ છે કે તેનો બાપ અથવા આચાર્ય એક ગાયને વધ કરી તેના લોહીથી મધુપર્ક બનાવીને તેની પુજા કરે મધુપર્ક એટલે–દહીં–દુધ–ઘી–મધ–અને વધ કીધેલી ગાયનું–રકત આ પાંચ વસ્તુની મેલવણીનું નામ મધુપર્ક છે એની પુજા કરે, આ ઉપરથી દરેક ન્યાયધિસ તથા ચતુરજનોને તેમજ સામાન્ય જનસમાજના લોકોને વીચારવા જોગ છે કે મુસલમાનો પોતાના ધર્મશાસ્ત્ર હુકમ મુજબ વરસમાં એકવાર ગાયની કુરબાની કરે છે તો તેને માટે હિન્દુઓ ભારે કકલાટ કરે છે એનુ શું કારણ છે તે કંઇ સમજાતું નથી જયારે વેદમાં પશુ વગેરા ગાય વગેરા પ્રાણીનો વધ તથા યજ્ઞ કરવા માટેનો ખુલ્લી રીતે પુન રીતે હુકમ કરવામાં આવેલો હોવા છતાં હિન્દુઓ મુસલમાનો સાથે ટંટો ફીસાદ કરે છે એ ખુલ્લી રીતે હિન્દુઓની ગેરવાજબી છે આવી બાબતમાં જયારે પણ હિન્દુ મુસલમાનોને જે ટંટો થાય છે તેમાં ન્યાયની રૂએ હિન્દુઓજ ગુનેગાર છે મુસલમાનો એથી તદન મુકત છે ?

**ભરતખંડ અને ઇસલામ.**

૧૦. ભરતખંડમાં એટલે હિન્દુસ્તાનમાં સર્વેથી પ્રથમ ઇસ્લામનું તેજોમય કયા ભાગ ઉપરથી ચમકીને પ્રસાર્યું તેનો એહવાલ દેવા પહેલાં ગુજરાત વર્નાકયુલર હિન્દુ સોસાઇટી તરફથી પ્રગટ થએલા ઇતિહાસિક પુસ્તક મુસલમાની રિયાસત ભાગ પહેલાના પૃષ્ટ ૫૭ માં લખી જણાવેલા અભિપ્રાયનો ઉતારો લખી જણાવીએ.

છીએજ મુસલમાનોએ આ સૃષ્ટિમાં જે પ્રાક્રમ દર્શાવેલું છે. તેટલું ખ્રિસ્તી લોકો પણ દર્શાવી શકયા નથી ધર્મના સ્થાપકમાં કેટલી કુશળતા દુર દ્રષ્ટિ અને વ્યવસ્થા હોવી જોઇએ અને રાજ્યની અવ્યવસ્થિત સ્થિતિમાં હઝરત મોહંમદ (સ૦ અ૦ વ૦) જેવા એક કર્તા અને અત્યંત વ્યાવહારિક પુરૂષ કેવું ભારે કામ કરી શકે છે. એ આ મુસલમાનોના ઇતિહાસ ઉપરથી એટલે મુસલમાની રિયાસતે પુસ્તક ઉપરથી સ્પષ્ટ જણાય આવે છે. કે રાજ્યના બંધારણ માટે ધર્મની કેટલી બધી આવશ્યકતા છે આનો વિચાર કરતાં ઇસ્લામનું ઉદાહરણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જુદી જુદી જાતિના અને વંશના લોકોને ઇસ્લામે એક બનાવીને તેમનાથી મોટા મોટાં પ્રાક્રમો કરાવ્યા વિજળીના સમાન ઇસ્લામ ધર્મ ચોતરફ ફેલાયો અને તે ઉપરથી લોકોમાં સ્ફુરણ ઉત્પન્ન કરવાની શક્તિ કેટલી હતી તે સ્પસ્ટ જણાય આવે છે ઇસ્લામના તત્વો વ્યાવહારિક સગવડવાળા કોઇ એમાં પ્રકારની શંકા રહેતી નથી હઝરત મોહંમદ પેગમબર (સ૦ અ૦ વ૦) સાહેબે સગળા લોકોને ભ્રાતૃ ભાવનું તત્ત્વ શીખવ્યું અને ધર્મ માટે પ્રાણનો પણ ભોગ આપવા તરફ તેવણે લોકોનું વલણ ઉમન્ન કર્યું દર શુક્રવારે પ્રાર્થના કરવા માટે સર્વેએ મસજીદમાં એકઠા થવાનો રિવાજ તેમણેજ પાડયો આવી સાર્વજનિક પ્રાર્થનાનો રિવાજ હિન્દુ ધર્મમાં ન હોય માત્ર બુધ્ધ ધર્મમાં છે. આવી પ્રાર્થનામાં હજારો નાનાં મોટા મુસલમાનો એક સરખો પોષાક પહેરીને સગળા પોતાના ભેદાભેદ બાજુએ મુકીને એકઠા થાય છે; પ્રેમ અને આદરથી એક બીજાને આલિંગ આપે છે; વળી મક્કા શહેર તરફ મોઢું કરીને એક ગુરૂનો ઉપદેશ એક ચિત્તે સાંભળે છે. પૃથવિના કોઇપણ ભાગમાં તેઓ રેહતા હોય અને ગમે તેવી ભિન્ના જણાતી ભાષા બોલતા હોય છતાં મક્કા શહેરની યાત્રાએ જવામાં તે સર્વેને પુરૂષાર્થ લાગે છે દિલ્હી, આગ્રા, લખનો, લાહોર, વગેરા સ્થળો ઉપર પ્રાર્થના માટે

મસજીદોમાં એકઠા મલેલા મુસલમાનોના પ્રચણ્ડ સમુહોને જોતાં તેમની સંઘ શક્તિ સમાન્ય હેતું માટે એકત્ર થવાથી શકિત વિષે આશ્ચર્ય લાગ્યા વિના રેતું નથી. મુસલમાની ધર્મમાં સઘળી વર્ણના અને જાતિના લોકો છે અને તેઓને પોતાના ધર્મનુ ખાસ અભિમાન હોય છે ઇસ્લામી ધર્મથી જંગલોમાં ભટકનારા જંગલી ભરવાડી ધંધાવાળા લોકોને રાજ્ય પ્રાપ્તિ થઇ હજારો વર્ષના અંધકાર માંથી તેઓ બહાર પ્રકાશમાં આવ્યા અને જગતના ઇતિહાસમાં કાયમનું નામ રાખવાને તેઓ સમર્થમાન થયા આવા લોકોમાં આટલો બધો સંપ શી રીતે થયો તેમાં ઉત્સાહ કેવી રીતે ઉત્પન્ન થયો અને શાસ્ત્ર કળામાં તેમણે એવી નિપુણતા કેવી રીતે સંપાદન કરી એનો વીચાર કરવા માડતા ઇસ્લામની અદભુત કરામાત માટે ઘણું આશ્ચર્ય ઉપજે છે એક મુસલમાન સાતને ભારે થયાના અને યુદ્ધ પ્રસંગો ઇતિહાસમાં નોધાયલા છે. કેવળ તલવારથીજ ઇસ્લામ ધર્મની વૃધ્ધિ થઇ એમ નથી. પરંતુ એ ધર્મના બોધથી મુસલમાનોમાં તલવારથી પરાક્રમ કરવાનું સામર્થ્ય આવ્યું અને તેમની બુધ્ધિ તીવ્ર થઇ સૈયદના અબુ-બકર (રદી) તથા ઓમર ઉસ્માન અને અલી (૨૦ અ૦ હુ૦) એટલા પહેલા ચાર ખલિફા મહાન પુરૂષો ઉત્પન્ન થઇને ઇસ્લામી ખિલાફતમાં વંશ વૃધ્ધિ ન થઇ હોત તો પણ તે ધર્મની એટલે ઇસ્લામની યોગ્યતા આજે છે તેટલીજ મોટી લાગી હોત એટલી બધી અનુપમ તે ચાર પુરૂષોની કાર્ય કુશળતા હોય ને તેમાં ઇસ્લામનું સંપુર્ણ રહસ્ય સમાએલું છે એટલે ગુપ્ત ભેદ સમાએલું છે વળી મજકુર પુસ્તકના એટલે ઇસ્લામી રિયાસત ભાગ પહેલો પૃષ્ટ ૭ મે લખી જણાવે છે કે હિન્દુસ્થાનની લગભગ ત્રીસ કરોડ માણસની વસ્તી છે તેમાં આસરે પાંચ કરોડ મુસલમાનો છે આજથી નવસે વર્ષ પહેલાં સિંધુ નદીની આ બાજુ એકે પણ પણ મુસલમાન ન હોતો ત્યાં હાલમાં તેમની આવી મોટી સંખ્યાં વસે છે. બીજી રીને જેતાં તુર્કસ્તાનના સુલતાન અને ઇરાનના

શાહુએ બન્ને રાજ્ય કર્તાઓના તાબામાં જ્યારે લગભગ અઢી કરોડથી વધું મુસલમાનો નથી એટલે મુગલાઈ રાજસતાના જમાનામાં હિન્દુસ્થાનમાં માત્ર અઢી કરોડ મુસલમાન હતાં ત્યારે આવા સ્વતંત્ર કાળના સમય આપણા શહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમાના ઝમાનામાં તેમની વસ્તી એટલે મુસલમાનોની બમણી છે. પરંતુ આ બધા મુસલમાનો સઘળા બહારથીજ આવેલા છે. એમ નથી તેઓ ભિન્ત ધર્મી હોવા છતાં લગભગ હિન્દુઓના જેટલાજ આ દેશના અસલ વતની છે.

ભરતખંડમાં સર્વેથી પ્રથમ સિંધ પ્રાંતમા ઇસ્લામનું તેજોમય પ્રકાશયું તેનો એહવાલ ઇસ્લામી રિયારત પુસ્તક ઉપરથી નહી લેતા બહાદુરાંને ઇસ્લામ નામી ઇતિહાસિક પુસ્તક ભાગ બીજામાં લખી જણાવેલા એહવાલનાં ઉતારો લેશુ કારણકે આ પુસ્તકમાં યુરોપીયન તથા ઇસ્લામી ઇતિહાસિક લેખખોના લેખ ઉપરથી તેની સંપુર્ણ જાચ પરતાલ કરા પછી ન્યાયદક્ષ પુર્વક સિધ્ધ કરેલું છે. શર્વેથી પ્રથમ સૈયદના હઝરત ઉમર(રદી) ના વખતમાં સને હીજરી ૨૩ માં ડીબેલ સુધી સહાબા (રદી) ઓનું લશકર આવેલું જુવો અલફારૂક ભાગ પેહલો પૃષ્ટ–૧૫૮ એ પછી બની ઓમૈયા વંશજોના ખલિફા વલિદ બીન અબ્દુલ મલિકના સમય મશરકી એટલે પુર્વવિભાગના પ્રાંતોનો રાજ્ય કારોબાર કરવા માટે હમેશા મુજબ હજ્જાજ બીન યુસુફના અખત્યારમાંજ રહેવા દીધેલા હજ્જાજનામી સુબાએ બંડખોરોને લાંબી મુદ્દત સુધી પોતાની રાજ્ય કારોબારની લાયક યોજના ઓથી દબાવી રાખ્યા હતા કેટલાક વર્ષો પછી લંકાના રાજાએ ખલિફાની બીકથી લંકામાં વેપાર અર્થે ગએલા અરબ મુસલમાનો મરણ પામયાથી તેઓના સ્ત્રીબચ્ચાઓને બે ત્રણ વહાણમાં મોટુ ઇનામ અકરામ આપીને માન સહીત બગદાદ જવા માટે રવાના કર્યા પવનની રૂખ બદલાઇ જતા ભોગજોગે આ વહાણો સિંધના કાંઠે આવેલા ડિબેલ નામના નગરને કીનારે જઇ લાગ્યા

જેથી રાજા દાહિરની પ્રજા તથા અમલદારોએ તેઓને લુટી લીધા આ ખબર હજાજ બીન યુસુફને પડવાથી દાહિર રાજા ઉપર કાયદેસર પત્ર રવાના કર્યું કે તારા રાજમાં મારી પ્રજા અને મારી સ્વજ્ઞાતીના લોકોને લુટી લેવામાં આવ્યા છે માટે તેઓને છોડી દે પરંતુ દાહિર રાજાએ વળતો જવાબ આપ્યો કે રજપુત ડાકુઓ મારા વસમા નથી એવું ખોટુ બહાનુ કરી લખી જણાવ્યું જેથી પ્રથમ હજાજબીન યુસુફે અબદુલ્લાહ બીન નાબા અસલમીને ડિબેલ ઉપર ચઢાઇલઇને મોકલ્યા પરંતુ તેવણુના લશકરની હાર થઇ તો બીજા ચારહજાર માણુસનું સેના મોકલ્યું તેની પણ હાર થઇ તેના સરદાર પણ શહીદ થઇ ગયા ત્યારે તો હજાજબીન યુસુફએ ખલિફા અબદુલ વલિદબીન અબદુલ માલેકને ખબર આપતા લખી જણાવ્યું કે શામપ્રાંતની અનુભવી ફોજના છહજાર માણુસ જેમ બને તેમ જલદી મોકલી દેવાને કૃપા કરશો આ ફોજનો બધો ખરચો મારા જોખમે રેહશે અને એના સરદાર તરીકે મારા કાકાભાઇ મોહંમદબીન કાસિમબીન અકીલ સકફીની નેમણુંક કરી મોકલશો જો કે મોહંમદ કાસિમની ઉમર હજુ ૧૭ થી ૧૮ વરસની હતી પરંતુ ઘણોજ પરાક્રમિ અને જોશીલો જવાન હતો આગલી લડાઇઓમાં આ શુરા જવાને પોતાની પ્રવીણતા પરાક્રમો કરી બતાવ્યા હતા એટલાજ માટે કરી હજાજે એની લાયકતા જોઇને એની સરદારી હેઠળ લશકરની માગણી કરી હતી મતલબ એજે હજાજ દાહિર રાજા ઉપર તેના કરેલા દુસ્ટ કર્તુત ઉપર ઘણો કોધાએલો હતો જેથી કરીને શામદેશના છ હજાર બહાદુર અનુભવિ શુરવિર વતરોક બીજા ૭ હજાર માણુસનું સેના પોતીકી સુબેદારીના દેશમાંથી આપીને તે વખતને લગતા કીલ્લા તોડવાના તથા પુલોના બાંધકામ ઇત્યાદી તે વખતને લગતા પુરતા હતયારો સહીત રાજા દાહિર ઉપર ચઢાઇ લઇને રવાનાં કર્યો મોહંમદ કાસિમ પોતાનું સેના લઇને સ્થલ માર્ગે

રવાના થઇ ગયો તે પછી જળ માર્ગ હજાજજે વહાણોમાં ખાધી ખોરાકીને લગતો સરસામાન તેમજ મુનજનિક નમનો સાંચો જેની મારફતે મોટા મોટા તોપના ગોળાઓ જેવડા લોઢાના ગોળાઓ બાણુસમાન કીલ્લાની દીવારો ઉપર ફેંકીને કીલ્લાની દીવારોને નાસ કરવામાં આવતી હતી આ સંચા કામની ગાડીને (૫૦૦) માણુસ ખેંચતા હતા તે મોકલી આપી મોહંમદ કાસમ પ્રથમ સ્થલ માર્ગે મકરાન થઇને અરમન બેલા આવ્યો ત્યાંના લોકોએ મુકાબલો કર્યો પરંતુ મોહંમદ કાસિમ તેઓ ઉપર વિજય થઓ તે પછી તે આગલ વધતાને નેરો પોહચ્યો ત્યાંના રાજકર્તાઓએ આગળથીજ હજાજ સાથે સુલેનામુ કરી મોહંમદ કાસિમના લશકરને જોઇતી મદત આપવાનુ કબુલ રાખીને હજાજનું હુકમનામું એ લોકો સાથે નહી લડવાને મગાવી રાખ્યું હતું પરંતુ રાજા દાહિરનો છોકરો પ્રથમથીજ ચાર હજાર ફોજ લઇને નેરોમા આવીને મોહમદ કાસિમનો મુકાબલો કરવાને પડેલો હતો રાજાદાહિર પાસે કેટલાંક અરબ સરદારો ખલિફા સાથે ખાનગી બાબતસર વિરૂધ્ધ થએલા હતા તેઓ આવીને મલ્યા હતાં તેઓએ રાજા દાહિરને સલાહ આપી કે તારો પુત્ર કેશબ ચારહજાર ફોજ લઇને નેરોમા છે ત્યાંથી તત્કાળ બોલાવી લો ત્યાં રહીને કેશબ અરબોનો મુકાબલો નહી કરી શકવાનો કારણકે મોહંમદ કાસિમ સાથે શામના બહાદુર લડવૈયા છે તે વતરોક બીજું સાંઢની સવાર ઘોડેસવાર લશકર છે માટે એક માણુસ પણ બચવાનો નથી તેઓને આગલ વધવા દો અને તમારી સીમામા રહીને યુધ્ધ કરવાથી તમોને વધારે લાભકારક થશે આ ઉપરથી રાજા દાહિરે પોતાના પુત્ર કેશબને નેરોથી પાછો બોલાવી લીધો, રાજા દાહિર ચજજ્ઞાતિનો બ્રાહ્મણ હતો અને બુધ્ધધર્મ પાળનારો હતો એની રાજયધાની કાશમીરથી લઇને કે સુરત બંદર સુધી હતી એણે પોતાની સગીબહેન સાથે લગન કર્યાં હતા તે એટલા માટે કે જોશિઓના

કેહવા ઉપરથી કે એની બેહેનના લગન થવા પછી પણ તે કીલ્લાના બહાર જવાની નથી અને ભરતખંડના રાજ્ય કર્તા સાથે એના લગન થવાના આ ઉપરથી દાહિર બીક આવીને કે મારૂ રાજ્ય બીજો કોઇ લઇ લેશે અને મારા વંશમાંથી રાજ્યસત્તા ચાલી જવાની તો હું કેમ નહી પરણી લઉ કે રાજ્યસત્તા મારા વંશમાજ રહે પરંતુ ભાગ્યેગના લેખ શું લખેલા છે તે કોણ જાણી શકે એની બેહેન બહાદુર લડવૈયા મોહંમદ કાસિમની બેગમ બનનાર છે.

યુધ્ધકળાના અનુભવી અને પ્રવિણ યોજક હજ્જાજબીન યુસુફ યુધ્ધ કળાને લગતી બધી સીખામણો વખતો વખત લશ્કરી ટપાલની મારફતે સીલ સીલાવાર અનુક્રમ રીતે બરાબર આપણા શુરવીર્ય ઇસ્લામી તીક્ષ્ણતા ધરાવનાર સેનાપતિ મોહંમદ કાસિમને પોહચવતો રહેતો હતો અને આપણો ભરતખંડનો વિજયી કરનાર નાયક મોહંમદ કાસમ પણ હજ્જાજની મોકલી આપેલી યોજનાઓ મુજબ લડાઇના મેદાનમાં યુધ્ધની ગોઠવણો કરતો હતો મોહંમદ કાસિમ નેરોથી આગલ વધીને ડીબેલ તરફ રવાના થયો અને તે સમયના કાયદા મુજબ શહેરની થોડે છેટે પોતાનો પડાવ નાખ્યો પ્રથમ તેણે પોતાના પડાવના આજુબાજુએ બારગજ ચોડી અને છ ગજ ગહન ખાઇ ખોદાવી તેના વચ્ચે લડાઇનો લગતો સરસામાન મુકાવ્યો ડીબેલના દેવલમાં એક સર્વેથી મોટો ધ્વજ હતો તે ધ્વજને ડોળની ટોચ ઉપર તાણી બાંધવાથી આખા નગરના ચારે બાજુએ તેના ચારે ખુણા પ્રસાઇ જતા આ ફરેરો સંકટના વખતે ડોળની ટોચ ઉપર તાણી બાંધવામાં આવતો હતો જેનાથી નગર વાસીઓ તેમજ રાજના સૈન્યના લોકોના હ્રદયમાં એવો આકીન થઇ જતો હતો કે હવે હમારા માથા ઉપર દેવના ફરેરાનો છત્ર છાયેલો છે માટે હમારા ઉપર શત્રુ કદી પણ ફાવી શકે એમ નથી આવો આકીન (શ્રધા) રાખીને ઘણા

તીવ્રથી સંકટના વખતે હીમતવાન થઇ કામ કરતા આ બાબતની બાતમી જાસુસોની મારફતે મોહંમદ કાસમને મલાથી મોહંમદ કાસમે પ્રથમ હુમલો ધ્વજના ડોળ ઉપર કરયો અને ધ્વજના ડોળનો નાશ કરી નાખવાની કોસીસો ચલાવી અને તેમાં તે સફળતા થયો જેથી રાજા દાહિરના લશકરી તેમજ પ્રજાકી લોકોની હીમમત તુટી ગઇ કે હેવનો સાયો ઉઠી ગયો હવે આપણી જરૂરી તે હાર થસે ઇસ્લામી બહાદુર સીપાઇઓ એ કીલ્લાની દીવાર ઉપર કમન્ડ નાખીને કીલ્લામાં દાખેલ થયા અને સર્વેથી પ્રથમ તેઓએ રાજા દાહિરે મુસલમાનોના વહાણોને લુટી સ્રી બચ્ચાઓને કેદ કરેલા હતાં તેઓને કબજામાં લીધા તે પછી ત્રણ દીવસ સુધિ ઘણીજ સખ્તાઇ સાથે લડાઇ ચાલી પછી મોહંમદ કાસમ વિજય થયો તે બાદ હજ્જાજબીન યુસુફે બહાદુર મોહંમદ કાસમને ત્યાંની સુબેદારી આપીને રાજસતાની પદવિ આપી ડિબેલમાં રાજા દાહિરની પરાભવ થવાથી તેણે બામનપુર તથા ઇત્યાદી આજુબાજુના કીલ્લાઓના રક્ષણ માટે મોટી ચિન્તા સહીત સેનાપતિને ગોઠવણ કરવાનો હુકમ કરયો રાજા દાહિરે કીલ્લાઓમાં તેમજ પોતાના સૈન્ય વગેરાની પુરતી ગોઠવણ કીધા પછી મોહંમદ કાસિમ ઉપર ધમકીનું એક પત્ર લખીને મોકલ્યું કે એ દયા રહિત કુર બળાત્કાર મોહંમદ કાસીમ તું જાણે છે કે આથી પહેલા પણ સિંધમાં અરબોની ચઢાઇ આવેલી અને સિંધ દેશને વિજય કરવા માટે કોસીસો ચાલુ રાખી હતી પરંતુ સિંધ દેશના શુરવીર્ય ઠાકોર જનોએ તેઓના પ્રયત્નનો નાશ કરી દેશમાંથી હાકી મુકયાં હતાં અને મોટી ભય ભરેલી હાર ખાધી હતી માટે હું તુને ભલામણ કરૂં છું કે તારા ભેજામાં પણ આ ઘેલાપણું જે સમાવેસ થએલું છે તે ઘેલાપણાને કાઢી નાખીને આ મારૂં પત્ર જે જગ્યાએ મળે ત્યાથીજ પાછો ફરસે તો તેમાં તારી સલામતી છે. ડિબેલને તે કબજે કરી લીધું તેથી

કરી તુપુલી અભિમાન થઇ ગયો છે. પરંતુ યાદ રાખજો કે ત્યાં કાયદેસરની મારી ફોજ હાજર નહી હતી જેથી કરીને તુ ફાવી ગયો જો અગર મારા શુંર વીર્ય ઠાકોર સીપાઇનું ત્યાં લશકર હાજર હતે તોં એક મુસલમાન અરબ નામનો પણ જીવતો રહેવા પામતે નહી હિન્દ દેશના પ્રખ્યાત લડવૈયા હાથીની ફોજ આગળ જેમાં સર્વેથી પ્રખ્યાત લડવૈયો હાથીઓનો સરદાર ધોળો હાથી છે જેનો મુકાબલો કરવો મોતના મોઢામાં જવા બરાબર છે રાજા દાહિરનું આ પત્ર લઇને સન્દેશીએ મોહંમદ કાસિમને જે કે ડિબેલ ફતાહ કર્યા પછી આગળ વધતો ને વધતો ચાલ્યો આવતો હતો રસ્તામાજ એક પડાવ ઉપર જઇને પોહુચંચ્યું મોહંમદ કાસિમે પત્રનું ભાષંતર સાંભલી લેવા પછી તે નીચે મુજબ તેનો વળતો જવાબ રાજા દાહિરના સન્દેશીને તત્કાળ આપી દીધો.

શરૂકરૂ છું સાથે તે પરમ ખુદાના નામથી જે કે મોટો દયાળુ અને કૃપવન્ત છે આ પત્ર મોહંમદ બીન કાસિમ સકફીના તરફથી કાફિર અભિમાન ઇસ્લામથી નકાર કરનાર ભણી લખવામાં આવે છે કે તેં જે કંઇ તારી મુર્ખાઇ પણાથી તેમજ ગર્વિષ્ટ થકી હાથીઓના લશકરની ભય બતાવીને તારો વૈભવ બતાવ્યો છે તે સામુ ઇસ્લામ ધર્મ તરફની અભ્યાસ અપાતા મંત્ર (લા. હવલા–વલ–કુવતા–ઇલ્લા–બિલ્લાહીલ–અલી ઇલ અજીમ) નું સેવન કરતા ઇશ્વરની કૃપા ઉપર ભરોસો રાખીને તારા હાથી ઘોડાના લશ્કર ઉપર લેશ માત્ર પણ ભય ભરો શ્રધા નથી હાર અને જીત વિષે નિત્ય હમોને તે પવિત્ર ખુદાવન્દની જાતિ ઉપર સંપુર્ણ ભરોસો છે કે હારજીતનું દેવું તેની શકિત બળના આધારે છે મારી તારા ઉપર ચઢાઇ લાવવા વિષેનું કારણ તું પોતેજ થએલો છે. લંકાના રાજાએ મારા મહાન ખલિફાના વૈભવને માન આપી તેના રાજ્યમાં ગએલા અરબ વેપારીઓ જે મરણ પામ્યા હતા. તેઓના બાળ બચ્ચા તથા સ્ત્રીઓને વહાણમાં બેસાડી ભારે ઇનામ ઇકરામ આપીને બગદાદ રવાના

કર્યા હતા રસતામાં પવનની રૂખ બદલાઇ જવાને લીધે ભોગ જોગ તે વહાણો તારા તાબાના દેશ ડિબેલના કીનારા ઉપર લાધી ગયા અને તે વહાણોમાં બેઠેલા બધા હમારા માણસો સ્ત્રી બચ્ચાઓને તારી પ્રજાના માણસોએ અમલદારોએ લુટી લીધા જેની ખબર પડતાંજ તુંને ખબર દેવામાં આવી કે તેઓને જે કાંઇ નુકશાન થયુ હોય તેના દણુ સહીત મોકલી આપ તો તેના જવાબમાં તે ખોટું બહાનું કાઢીને કે જે ડાકુ રજપુતોએ તેઓને લુટી લીધા છે તે મારા વસમાં નથી લખી જણાવ્યું જેથી કરી મારા સરદાર ધર્મી મહારાજ ધિરાજ ખલિફને પોતાના વજ્ઞાતિ તેમજ પ્રજાકિક અનાથ બાળકો તથા રાંડીરાણ એવા સ્ત્રીઓનો મોક્ષ કરાવવા માટે અને તારા નિર્દર્ય કુર તેમજ નિર્લજ્જ લખી જણાવેલા જવાબ પ્રત્યે હમને તારા ઉપર ચઢાઇ લાવવા માટે ઉતેજન આપ્યું છે. તો ખરૂં પુછતા તારી પ્રજાની સુખ શાંતિમાં અસંતોષ ઉત્પન્ન કરનાર તેમજ સુખથી બેઠેલા સીપાઇઓનો વધ કરાવનાર ઇત્યાદિ પાપોનો નિંવાહનો બધો દોષ તારા ઉપર પુરાવાવાર ખુલ્લી રીતે લાગુ પડે છે હમને હમારી કીર્તિ વિષે કરી જે કંઇ આશા છે તે ખુદાએ કુદદુશ વાહ દહુલા શરિકથી છે.

ટુંકમાં એ જે બહાદુર મોહંમદ કાસિમ આગળ વધ્યો અને બામનપુર સુધી રસ્તાઓમાં જે જે સ્થળે રાજા દાહિરે કીલ્લાઓની ગોઠવણો બચાવને માટે કરી રાખેલી હતી તે સ્થળોને પણ યશસ્વી થતો ને થતો ઇસ્લામનો સિંહ આગળ વધતોજ જતો હતો આ મુજબની મુસલમાનોની વિજય જોઇને કેટલાક હિન્દુઓ પોતાની મેળે ઇસ્લામથી મુશરરફ થતા હતાં રાજા દાહિરના કેટલાક લશકરી માણસો પોતાની રાજી ખુશીથી કોઇપણ પ્રકારની લાલચ નહી દેવા છતાં ઇસ્લામી લશકરમાં આવીને જોડાઇ જતા હતાં આથી કરી મોહંમદ કાસમને અંજાણ સ્થળો ઇત્યાદિ બાબતો જાણુ થવા માટે ઘણીજ સહેલાઇ થઇ પડતી જેથી કરી ફતેયાબી મેળવવામાં તેને વધુ શ્રમ ઉઠાવવો પડતો હતો નહી આ

મુજબ રાજા દાહિરના રાજધાની નગર અલવર સુધી પોહચીને રાજધાનીનું નગર અલવર પણ પોતાના કબજામાં લીધું રાજા દાહિરની રાણી જે કે તેની સગી બેહેન હતી ખલિફાની આજ્ઞા સંપાદન કરવા પછી મોહંમદ કાસિમે તેની સાથે નીકાહ કર્યા ને પોતાની મલેકા બાનુ બનાવી આખા સિંધ પ્રાંત ઉપર કબજે થઈ જવા બાદ સિંધ પ્રાંતની પ્રજાને સંતોષ તથા શાંતિ આપવા માટે મોહંમદ કાસિમે પોતાના ઉદાર દીલથી હિન્દુ પ્રજાને ધર્મ સંબંધી ક્રીયાઓ કરવા માટે તેમ યુધ્ધ સમય જે જે દેવળો ભાગી તુટી ગયા હતા તેને નવેસરથી બાંધકામ માટેની રજા આપી અને વેરો પણ કાયદેસર પ્રજાથી યથાશકિત મુજબ વસુલ કરતો હતો આ બધી ફતેયાબી મોહંમદ કાસિમને સને હીજરી (૯૩)ના સાલમાં થઈ હતી આ પછી સિંધ ઇલાકામાં જાટ નામની અભણ જ્ઞાતિના લોકો સાથે તેને મુકાબલો કરવો પડયો હતો આ લોકો લુટારા અને ઠગાઇ ચોરીનો ધનધો કરતા હતા એઓને પણ ઠીક કામ કરીને સીધા માર્ગ ઉપર લાવી મુકયા તે પછી મુલતાન દેશ તરફ આગળ વધવાનો મોહંમદ કાસીમને વીચાર થયો અને મુલતાન દેશ પણ ફતેહ કર્યું એક બ્રાહ્મણે મોટાઇ લેવા માટે મોહંમદ કાસમને એક ગુપ્ત સ્થળ બતાવ્યું જે સમચોરસ એકસો એકસો ગજ જેટલું હતુ એને ખોદાવી જોતા તેના નીચેથી દેવળ મળી આવ્યું આ દેવળ કેવળ સોનાનું બનેલું હતુ વળી તે વતરોક ચાળીસ દેગો સોનાથી ભરેલી ભોયરામાં મળી આવી હજારથી વધું સોના ચાંદીની મુર્તિઓ આ દેવળમાં મુંકેલી હતી જેમાં સૌથી મોટી મુંર્તિનું વજન બસો ત્રણસો મણનું હતુ એકદર રીતે સત્તર હજાર મણ સોનું તથા હિરામાણેક વગેરે મલી આવ્યા હતા આ બધો ખજાનો મોહંમદ કાસમે રાજધાની શહેર બગદાદમાં ખલિફા ઉપર મોકલી આપો હતો બાકીના ઉપલગ માલે ગનીમતને ખલિફાની આજ્ઞા મુજબ સિંધમાં મસજીદો મદ્રેસાઓ ખાનકાહોના બાંધ કામમાં ખરચ કરવાનો હતો તે મુજબ કર્યું મુલતાનની

ફતાહ પછી મોહંમદ કાસિમ ઉત્તર પંજાબ તરફ કનનોજના રાજા ઉપર ચઢાઇ લઈ ગયો પરંતુ કમ નસીબે હજાજની મરણની ખબર તેને મલાથી તેની હીમમત તુટી ગઇ અને હજાજના શત્રુઓ ઘણા હોવાને લીધે તેનો બદલો મારા ઉપર લેવામાં આવશે એવો વીચાર મોહંમદ કાસિમના હૃદયમાં આવીને દ્રષ્ટિમાં ફરતો હતો હજાજના મરણ પછી ખલિફા વલિદ બીન અબદુલ મલિકનો ભાઇ સુલેમાન બીનઅબદુલ મલિક ગાદીએ બેઠો સુલેમાનને હજાજ સાથે અંદર ખાને વેરભાવ હતો અને તેનું કારણ એ હતુ કે સુલેમાનના મરહુમ ભાઇ વલિદની હયાતીમાં વલિદ પોતાના છોકરાને પાટવી કુવર બનાવવા ચાહતો હતો આ બાબતમાં ખલિફાને હજાજે ટેકો આપ્યો હતો ખરૂં પુછતાં વલીદના પછી ગાદી વારસે સુલેમાન હતો બીજા રાજાના મોટા મોટ. સરદારો એ વલીદને ના પાડી કે ગાદીનું હક હકદારનેજ મલવું જોઇએ તારા પછી ગાદી વારેસ તારો ભાઇ સુલેમાન હકદાર છે જેથી કરી વલીદ ફાવ્યો નહી અને તેના મરણ પછી ખરો હકદાર ગાદી વારેસ તેનો ભાઇ સુલેમાન બીન અબદુલ માલિક થયો સુલેમાન જ્યારે ગાદીએ આવ્યો તો તેણે પોતાનું વેર હજાજના કાકા ભાઇ તેમજ જમ્માઇ પણ થાય આપણા શુર વીર્ય યશસ્વી મોહંમદ કાસિમ ઉપર લીધુ અને સિંધની સુબેદારી ઉપરથી તેને પ્રભ્રષ્ટ કરી તેની જગ્યાએ યજીદ બીન અબી કબશાને સિંધનો સુબો ઠેરવીને સિંધ રવાના કર્યો આ નવા સુંબાએ આવીને મોહંમદ કાસિમને કેદ પકડીને એરાક દેશમાં મોકલી આપ્યો એરાકમાં સાહલે બીન અબદુર રહેમાન નામના હાકેમે તેને કતલ કરી તેની ખાલ ઉતારી ભુસુ ભરીને ખલિફા ઉપર મોકલી આપી સાહલે બીન અબદુર રેહમાનનું આ મુજબ કરવાનું મુળ કારણ એ હતું કે હજાજે તેની અમલદારીમાં એના ભાઇને કતલ કર્યો હતો તેનો બદલો આહ ? આવા શુરવીર્ય નવ જવાનયશસ્વી સરદાર પાસે લીધો આ કેવું

ના લાયકી ભરેલું કામ કરવામાં આવ્યું ખેર અલ્લાહ પાક આ શહીદે વફાને રોજે કયામતમાં મોટે દરજ્જો આપે આમીન
કેટલાંક ઇતિહાસિક પુસ્તકમાં લખી જણાવેલું છે કે રાજા દાહિરની પુત્રીઓ જે બહાદુર મોહંમદ કાસિમના હાથે પકડાઇને ખલિફાની સેવામાં મોકલી દેવામાં આવેલી તેના કેવા ઉપરથી વલીદે મોહંમદ કાસિમને કતલ કારાવ્યો હતો એ તદન ખોટી વાત છે મોહંમદ કાસિમનું શહીદ થવુ હુમોએ જે મુજબ ઉપર લખી જણાવેલું છે તે મુજબ છે. રાજા દાહિરની પુત્રીઓ ઉપર ખોટો અપવાદ છે. સુલેમાન બીન અબદુલ વલીદ માહે સફર સને ૯૯ હીજરીમાં મરણ પામ્યા પછી જગ પ્રસિધ્ધ ન્યાયધિસ મહા કિર્તિમાન હજરત ઉમર બીન અબદુલ અઝીજ (રદી) ખિલાફતની ગાદી આવ્યા એવણના પછી હસશામ બીન અબદુલ માલિકના ઝમાનામાં જુનેદ બીન અબદુર રહેમાન મરી સિંધ પ્રાંતના સુબા તરીકે નેમણુક થયા હતા એમણે સને ૧૦૭ હીજરીમા ગુજરાતના રાજાઓ જે ખંડણી આપતા હતા તેઓ એ ખંડણી બંધ પાડવાથી તેઓ સાથે યુધ્ધ કરી ભરૂચ સુધી ગુજરાત દેશ ફતાહ કર્યું.

બની ઓમૈયાના વંશજોમાંથી ખિલાફતનો દોર પુરો થઇ જવા બાદ અબ્બાસી વંશમાં ખિલાફત આવવા પછી પણ સિંધ તથા ગુજરાતના રાજ્ય કરતા હિન્દુ રાજાઓ ખંડણી આપતા હતા સને ૧૩૨ હીજરીમાં અબબાસી વંશના પહેલા ખલિફા સોફા નામના સમયમાં રાંદેરમાં કસબામાં નવૈતા નામના અરબોનું એક મોટું ટોલું વેપાર અર્થે આવેલું તેની હકીકત કવિ. નર્મદાશંકર લાલશંકરના રચેલા નર્મગધ ઇતિહાસિક પુસ્તકમાં નીચે મુજબ લખી જણાવેલી છે.

૧૧—સિંધ દેશમા ઇસ્લામનું નુર ચમકા પછી આઠમેકે નવમે વરસે ગુજરાત દેશમાં સને ૧૦૭ હીજરીના સમય બીજા નંબરમાં ઇસ્લામનુ નુર ચમકયું આ સમય તાબેઇન તેમજ તબે તાબીઇ સાહેબોનો ભરપુર ઝમાનો હતો આ ઉપરથી ખુલ્લી રીતે પુરાવાર જણાય આવે છે કે ગુજરાત વાસી ભરૂચ અને ભરૂચના દક્ષીણ વિભાગના લોકો સુરત બંદર સુધી જેઓ ઇસ્લામથી મુશરરફ થયા હતા તેઓ તાબેઇન અને તબેતબે ઇનના હાથ ઉપર મુસલમાન થયા અને થએલા ગણાય તેમાં લેસ માત્ર પણ શકા જેવું નથી સુરત જીલ્લાના મુળ રહેવાસી જેઓ ઇસ્લામથી મુશરરફ થયા છે તે અહલે સુનનત વલ જમાઅતના વોહરા સ્વજ્ઞાતિના લોકો છે સને ૧૦૭ હીજરીના સમય ગુજરાત દેશમાં આવેલા અરબોમાંથી જે લોકો તાબેઇન હશે અને આવા તાબેઇનને જે જે ગુજરાતવાસી ઇસ્લામથી મુશરફ થએલાઓએ તેઓને જોયા હશે તેઓએ તબે તાબેઇનનો દરજો હાસલ કરી લીધો આવા ઇસ્લામથી મુશરફ થએલા તબે તાબેઇન વોહરાઓની ઓલાદ તબે તાબેઇનની ઓલાદ ગણાય તમાં નવાઇ જેવું નથી. મજકુર ઉપર લખી જણાવેલી હકીકતને કસબે રાંદેરના નીચે લખી જણાવેલા ઇતિહાસ ઉપરથી ટેકો મલે છે.

ગુજરાત અને ઇસ્લામ.

કવિ નર્મદાશંકર લાલશંકર પોતાની રચેલી નર્મ ગધ નામની ઇતિહાસિક પુસ્તકમાં લખી જણાવે છે કે રાંદેર પ્રથમ કયારે વશયું તે કાંઇ નકકી જણાતુ નથી સૌ કહે છે કે તે ઘણુંજ જુનુ શહેર છે.

સેવડાઓના ગ્રંથો ઉપરથી આટલુ મારા જાણ્યમાં આવ્યું છે કે વિક્રમની પહેલા મહાવીરનો શક ચાલતો હતો મહાવિર એટલે જૈન શ્રાવકોનો છેલ્લો એ વિસમાં તીર્થંકર પાટણના કુમારપાળ પહેલાં ૧૬૬૯ વર્ષ ઉપર થઇ ગયો હતો કુમારપાળ

૧૧૭૨ માં મરી ગયા તો તે મહાવીર ઇ૦ સ૦ ૪૯૭ હતો અને કેટલાંક ઇ૦ ૬૩૬ નુ શક આપે મતલબ એ જે ૪૯૩ અથવા ૬૩૬ નો શક એટલે સન હતો આશક એટલા સુધી ચાલી બંધ થઇ ગયો તે પછીના ૨૭૧ વર્ષ વીતા પછી કોઇ સંપત્તિ નામનો રાજા હતો તેના વખતમાં રાંદેરમાં ચાર દેરા બંધાયા હતા એ ઉપરથી જોતા ૨૩૦૦ વર્ષ ઉપર રાંદેર શહેર આબાદ હતું.

આ પછી નર્મ ગદ્યના પૃષ્ટ ૨૭૫ માં લખી જણાવે છે કે મુસલમાનોના પેગમબર હજરત મોહંમદ (સ૦ અ૦ વ૦) ના પછી તેવણના ગાદીવારેસાને ખલિફા કહે છે આ ખલિફાઓમાંથી અબ્બાસી વંશજોના પહેલા ખલિફા સને ઇ૦ ૭૫૦ અને હીજરી સને ૧૨૭ માં સફ્ફા નામનો ખલિફો બેઠો હતો જેવણનું પુરૂ નામ અબદુલ્લાહ બીન અલી અલીબીન અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) કુફા શહેરમાં સર્વેથી પ્રથમ અબ્બાસી વંશજોના ખલિફા તરીકે એવણના હાથ ઉપર બેઅત લેવામાં આવી હતી તે વખતમાં કેટલાંક કુફા શહેરના રેવાસી અરબો જેઓ મોમીન કબીલાના નામથી ઓળખાતાં હતાં તેઓ વહાણ ચલાવવાની ક્રીયામાં ઘણાજ હોશીયાર હતા તેઓ રાંદેરમાં વેપાર અર્થે આવીને વસયા હતા એઓ નવૈતા અથવા નાયતા નામથી ઓળખાતા હતા આ લોકો હિન્દુઓ સાથે લેવણ દેવણ કરતાં અરબ દેશનો માલ અત્રે મગાવતા અને રાંદેરથી ગુજરાતની વસ્તુઓ મોકલતા એવી રીતે લાંબી મુદદત સુધી લેવણ દેવણ થયા પછી જૈન ધર્મના હિન્દુઓ તરફથી એ લોકો ઉપર દબાણ અને સખતાઇ પણું થવા લાગ્યુ જેથી એ લોકોએ દીન એટલે ધર્મ યુધ્ધ જગાડ્યું અને રાજાને સામે થયા જ્યા જપી ચાલા પછી નવૈતા ઓની ફતેહ થઇ અને રાજાને ગાદીએથી ઉઠાડીને પોતે રાજ કરતા થઇ ગયા ભારતખંડનાં સિંધ પ્રાંત તે પછી ગુજરાત પ્રાંતમાં સૈયદના હજરત ઉમર (રદી)ના વખતથી લઇને કે બની અબ્બાસના

ખલિફાઓના વખત સુધિ એક પછી એક ખલિફાઓએ સિંધ ત્થા ગુજરાત ઉપર વખતો વખત ચઢાઇ કરીને ઇસ્લામનું તેજો મય પ્રકાશિત કરતાં રહેતા હતાં તે એટલે સુધી કે માહમુદશા ગીજનીની સવારી આવી તે પછી અલાઉદ્દીન ખિલજીની સવારી આવી ત્યાં લગણુ અરબ રાજ્ય કરતાંઓને ચિનહ બાકી હતા માહમુદ શાહ ગિજની પછી અલાઉદદીન ખિલજીનું ગુજરાત ફતેહ કરવુ અને તેના વંશ તેમજ તઘલખ વંશના સુંબા ઝફરખાનના વખતમાં ગુજરાતમાં સ્વતંત્ર ઇસ્લામી રાજાનો પાયો નખાયો તે સમયમાં એક પછી એક મોટા મોટા મશાએખોનુ આવવું ખાનકાહો કાયમ થવી એકંદર રીતે જોતા આ સર્વે હકીકત ઉપરથી પુરાવાર સુરત* જીલ્લાના સુન્ની વોહરાઓનુ ઇસ્લામથી મુશરરફ થવું પ્રથમથીજ અહલે સુન્નત વલ જમાઅતના મશાએખો ના હાથ ઉપર સિધ્ધ થાય છે એમાં જરાએ શંકા જેવું નથી તે પછી નવૈતાઓએ રાંદેરમાં સને ૬૪૧ હીજરીમાં મસજીદો બનાવી અને સને ઇ૦ ૧૫૦૦ ના સાલમાં નવૈતાઓના એક પછી એક ચાલું વંશના લોકો વિષે જાણુવા જોગ બાબ્ત એ છે જે સુરત શહેરને તેઓએ વસાવ્યું તેમજ સને ઇ૦ ૧૬૦૦ માં દીલ્લીના રાજકર્તા જહાગીરશાએ આ :લોકોની જાહોજલાલની તારીફ સાભલી આ લોકોની મુલાકતનો ઉત્સાહ ધરાવતો હતો રાંદેરમાં આ લોકોની મુલાકાતે પણુ આવ્યો હતો જેના વિષે એવું લખી જણુાવેલું છે કે નવૈતાઓએ જહાંગીશાને મોટુ માન અકરામ આપ્યું હતુ સોના રૂપાની થાળીમાં પકવાન ખવડાવીને તેઓને તે થાળીઓ ભેટ કરી દીધી હતી જહાંગીરશાએજે જગ્યા ઉપર ઉતારોલીધો હતો તેનુ નામ હાલમાં પણુ જહાગીરા બાદ અથવા ઉગતાના નામે ઓલખાય છે અને જ્યાં લશકરે ઉતારો લીધેલો તેનુ નામ જહાંગીર પુરૂ જ્યાં હાલમાં હિન્દુઓની મસાણુ છે.



૭૮૬



## પ્રકરણ ૨ જું.

### અર્વાચીન રાંદેર.



રત અને સુરત જીલ્લાના અહલે સુન્નત વલ જમાઅતના નિવાસી વોહરા કોમનું ઈસ્લામથી મુશરરફ થવા વિષેનું બયાન નંબર ૯ વાલા ભારત ખંડના વર્ણન અને નંબર ૧૧ વાલા વર્ણન ગુજરાત અને ઈસ્લામના લેખ ઉપરથી પુરાવાર સાબેત થઈ જતા મુળ સાર એ નીકડયો કે સિંધ દેશમાં ઈસ્લામનું નુર ચમકયા પછી દશમે વરષે ભરૂચથી લઇને સુરત બંદર સુધીમાં જે વોહરા કોમ અહલે સુન્નત વલ જમાઅતના નિવાસીઓ છે. તેઓ પ્રથમથીજં આજ લગભગ બારસો વરસ થયા સુન્નત વલ જમાઅતના અકીદા મુજબના ગુજરાતવાસી મુસલમાનો છે. છે. તો આપણા હિન્દ દેશમાં સર્વેથી પ્રથમ સિંધ વાસીઓ તે પછી દસ વર્ષના તફાવતમાં ગુજરાત પ્રાંતનાં સુરત જીલ્લાના

મુળ વતનીઓ વોહરા કોમના લોકો ઇસ્લામથી મુશર્રફ થવાનું માન ધરાવે છે. તે વતરોકના બીજા જુદી જુદી સ્વજ્ઞાતિના ઇસ્લામીઓ પરદેશીઓ તરીકેના નિવાસીઓ છે. પરદેશી મુસલમાનોનું ગુજરાત દેશમાં લાંબી મુદ્દત પછી મુગલાઇ બાદશાહુઓ સાથે સીપાઇગીરી તથા અધમ નોકરી ચાકરીના કામોમાં જોડાઇને ગુજરાત દેશની જય થવા પછી ગુજરાતના વતનીઓ તરીકે આવીને વસવાટ કરવું ઇતિહાસિક પુસ્તકો ઉપરથી સિધ્ધ થાય છે. એ વતરોકના બીજા ઉચ વર્ણના જેમકે નોકર શાહી તથા સાદાતો વગેરા પણ મોટે ભાગે મુગલાઇ રાજ અમલદારીના વખતે ગુજરાત નિવાસી તરીકે આવીને વસેલા છે. પરંતુ સાદાતોનું ગુજરાતમાં આવીને વસવાટ કરવું મોગલ અમલદારીના પ્રથમથી પણ સાબેત થએલું છે. અને એઓના પ્રતાબે ગુજરાતવાસી મુળ વતની વોહરા કૌમનું ઇસ્લામથી મુશર્રફ થવું કેવામાં આવે તો તેમાં નવાઇ જેવું કાંઇ પણ નથી પરંતુ સીપાઇ વર્ગના તેમજ બીજા અધમ વર્ગના લોકો જે ખોટો દાવો કરી કહે છે કે હમોએ ગુજરાતવાસી મુસલમાનોને ઇસલામથી મુશર્રફ કર્યા એ બાબત તદન જુઠી છે. કારણકે પ્રથમ એ લોકો કોણ હતા અને કેવી રીતે ઇસલામથી મુશર્રફ થયા તેની એઓને પણ ખબર નથી તેમજ ઇતિહાસિક પુસ્તકોમાં પણ કોઇ જગ્યાએ એઓનું વર્ણન આવેલુ નથી જેવી રીતે કે વોહરા કોમનું ઇસલામથી મુશર્રફ થવાનું તેમજ એક ગ્રહસ્થ કૌમ તરીકેનુ વર્ણન આવેલું છે.

ખેડુત અને તેનું વિસેષણ.

૧—કેટલાક મુળ ગુજરાતવાસીઓ પોતાનો ખેડુત ઉપરથી ખેડુત તરીકે મુસલમાન થએલા છે. એવું માનવામાં અધમ પણું સમજે છે. પરંતુ આ મુજબનું સમજવું ખરૂં જોતા એઓના અંજાણ પણાને લીધે છે. કારણકે એઓ ખેડુતપણાના ખરા અર્થથી સંપુર્ણ વાકેફ કાર નહી હોવાને લીધે કરી આમ સમજી બેઠા છે. જે સાહેબો

ખેડુતપણાના ધનધાને અધમ અને હલકો સમજે છે. તેઓને જાણવું જોઇએ કે મોટા મોટા ધર્મ મહાત્માઓના વતરોક જેમ કે પેગમબરો સહાબા (રદી)ઓ તાબેઇન તબે તાબેઇન ત્થા ગૌસ કુતુબ વલી અહલે બેતના લોકો વતરોક આ જગતમાં સર્વેથી ઉચામાં ઉચો અને કીર્ત્તિ ધરાવનાર શબ્દ અને મનુષય છે. તે ખેડુત છે. કારણકે એને માટે મોટા મોટા વિદ્વાનોથી કહેતી ચાલી આવી છે કે ઉત્તમ ખેતી મધ્યમ વેપાર અને નફ્ટ ચાકરી આ કેહતી ઉપરથી પણ ખુલ્લી રીતે પુરાવાર ખેતીનો ધનધો ઉત્તમ ગણાયલો જાણમાં આવી જાય છે. આપણા દેશમાં ખેડુતને કણબી કહે છે તેમજ હિન્દુસ્તાનમાં જમીનદાર એટલે ખેતીઓનો માલેક કહે છે. કણબીએ શબ્દ સંસ્કૃતનો છે જેનો અર્થ કુટુંબિનો થાય છે એ વિષે કરીને અમદાવાદની ગુજરાત વર્નાકયુંલર સોસાઇટી તરફથી છપાઇને પ્રગટ થએલી ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ નામની પુસ્તકના ભાગ ૧ લા ના પ્રકરણ પહેલ્લાના પૃષ્ટ ૬ ના લખાણમાં નીચે મુજબનું લખાણ લખી જણાવેલું છે.

ગુજરાતમાં હજી પણ ઘણી ગુજર્જર જાતો છે. ગુજર્જ વાણીયાં ગુજર્જ સુથાર ગુજર્જ સોની ગુજર્જ કુંભાર અને ગુજર્જ સલાટ આ બધા મુળ ગુજર્જ હોવા છતાં જુદા જુદા ધંધાને લીધે જુદી જુદી ન્યાતો ગણાય છે. ગુજર્જની મોટી સંખ્યા ગુજરાતના લેઉવા અને કડવા કણબીઓમાં જણાય છે. કણબીનો શબ્દ સંસ્કૃત ઉપરથી થએલો છે અને તેનો અર્થ ઘર અથવા કુટુંબવાળો એવો થાય છે. જુના વખતથી ખેડુત કુટુંમબી કહેવાય છે. હજુ પણ વાવ્ય પ્રાંતમાં નાનાં નાનાં જમીનદારો ગૃહસ્થ કેહવાય છે.

આ જગતમાં સર્વથી ઉચમાં ઉચને સર્વોતમ ધંધો ખેતીનોજ ગણાયલો છે. કારણકે મનુષય જાતીનો મુળ જનમારો વિતવવા માટેનો આધાર ખેતી ઉપર મુલતવી છે. જો કે હાલના ચાલુ સુધરેલા સમય હુન્નર ઉદ્યોગ કળાના વ્યવસયીજનો પૈસા

સંબંધમાં ટોચ ઉપર ચઢેલા છે. પરંતુ ખરૂં અને ન્યાય દ્રષ્ટિથી જોતાં એ બધી વ્યવસાઇ ખેતી ઉપર આધાર છે; જો હાલની આપણુ ચાલુવખતની ચળવળતા મુજબ જુદા જુદા ધંધા રોજગારના તેમજ હુન્નર ઉદ્યોગના જનસમાજોના લોકો વાત વાતમાં હડતાળ પાડી બેસે છે જેથી કરી અરસપરસ એક બીજા વર્ગના લોકોમાં મોટી સંકટો થઇ પડે છે. તે આપણે રાત દીવસ આંખે જોઇ રહેલા છીએજ તો એજ મુજબ જો કદાચ દેશના બધા ખેડુતો પોત પોતામાં એક સંપ કરીને એવો ઠરાવ કરીલે કે આપણે બધા ખેડુતોએ આપણા કુટુમ્બનુ પાળણુ પોશણુ થાય એટલાજ પરમાણુમાં આપણુને જોઇતી વસતુઓની વાવણી કરવી કારણકે આપણે વધારાની જે વસ્તુઓ વાવ્યે છીએજ તેમાથી કેટલોક ભાગતો વખતો વખતની સરકાર આપણે પાસેથી લઇ લે છે બાકીનો ભાગ હુન્નર ઉદ્યોગવાળાઓ પોત પોતામાં એક સમ્પ થઇને તેઓ આંપણે પાસે સસ્તે ભાવે પડાવી લે છે તો તેમાં આપણુને ઝાઝો લાભ રેહુતો નથી અને આપણે તો ગરીના ગરીબ રહી જાઇએ છીએજ આપણી બધી મેહનતનો સત્વતોએ લોકો લઇને મોજ મજા કરે છે. માટે આપણે આપ-ણુંજ કરીને બેસી રહેવું તો આવા વખતમાં વાચનાર સાહેબો તમોજ અપક્ષપાત તરી કે ન્યાય દ્રષ્ટિથી કહી દેશો કે દેશના બીજા બધાં વર્ગના લોકોની શુ અવ દશા થવા પામે શું બધા ખેડુત વર્ગના લોકોના મોહતાજ એટલે ગરજ વન નહી થઇ પડે અને જે ગરજ વન થાય તે કોણુ તેજ ગરીબ બાપડો કહેવાય અને સેઠ તથા સરદાર તેજ કહેવાય કે જેને ગરજ ન હોય.

આખી જગતના રાજકર્તાઓનું રાજનું બધાણુ પણુ ખેતી ઉપર છે. જે રાજમાં ખેતીવાડીની પેદા વાર વસ્તુઓ અથવા ખેતીવાડી નબળી હાલતમાં હોય તો તે રાજ ઘણું કમજોર થઇ પડે છે. સર્વેથી પ્રથમ રાજના બચાવ કરનારાઓને ખાવા પીવાની મોટી જરૂરત છે. તે પછી પહેરવા ઓહવાની તે પછી લડાઇને

લગતા હથયારોની તો આ બધી વસ્તુઓનો મોટો આધાર ખેતી ઉપર છે. એટલાજ માટે મોટા મોટા રાજ્યમાં ખેતીવાડીને ખીલાવવા માટે કરી કરોડો બલકે અબજો રૂપિયા ખરચીને મીઠા પાણીની નેહરો બનાવવામાં આવે છે તે શા માટે વળી ખેતી વતરોક હુન્નર ઉદ્યોગના ધધામાં મોટે ભાગે મોજ મજાની વસ્તુઓનો સમાવેસ છે. મનુષ્ય જાતીને જનમારો વિતાવવા માટેની જે મોટામાં મોટી અગત્યની વસ્તુઓ છે તે માત્ર ખેતીવાડીનાં ધંધા રોજગાર માજ સમાએલી છે. સોના ચાંદી ઇત્યાદી ધાતુઓ મનુષ્ય જાતિનાં પ્રાણને બચાવનાર તેમજ આત્માને રક્ષણ કરતા નથી શરીરના રક્ષણ માટે ભુખ અને પીયાસની હાલતમાં બે ભાન સ્થિતિમાં આવેલા માણસને સોનું ચાંદી હીરામાણેક મોતી ઇત્યાદી વસ્તુઓ ભાનમાં લાવી શક્તિ નથી. પરંતુ ખેતીવાડીમાં પાકતી વસ્તુઓ માણસને ભાનમાં લાવી તેના જીવવાનું સાધન થઇ પડે છે. દવા દારૂ માટે પણ મોટે ભાગે ખેતીવાડીમાં પાકની વસ્તુંઓજ ઉપયોગમાં આવે છે. તો આ સર્વે બાબતો ઉપરથી વીચાર કરતા હરેકને ખેડુતનાં તાબામાં રહેવાની જરૂરત છે. મોજ મજાની બાબતોને મુકીને જો કોઇપણ ખેડુત બીજાના તાબામાં નહી થવા ચાહે તો તે બનવા જોગ છે. ખેડુત પોતાનો તેમજ પોતાના કુટુંમ્બનો જનમારો વિતાવવા માટેની વસ્તુઓ જે મનુષ્ય જાતિને અગત્યની છે તે પોતાની ખેતીમાં ઉતપન્ન કરી શકે છે. મનુ-ષ્યને મોટે ભાગે આ જગતમાં ખાવા પીવાની અને પહેરવાની જરૂરત હોય છે જે વિષે કરી હમો આગળ લખી પણ ગયા છીએજ તો કપડાને માટે રૂ ખેતીમાંજ પેદા થાય છે. હવે રહી બાબત એજે એનું સુતર બનાવીને કપડું વણવું તો મોટે ભાગે ખેડુતો વણકર પણ હોય છે. હેતુ એજે ખુલ્લી રીતે આ બધા દાખલાઓ ઉપરથી ઉત્તમ ખેતી મધ્યમ વેપાર અને નફ્ટ ચાકરી સિધ્ધ થઇ જાય છે.

૨–ઇસ્લામ ધર્મની દ્રષ્ટિથી જોતા પણ ખેડુતની મહાત્મય સિધ્ધ થાય છે. કારણ કે સૈયદના હજરત આદમ અલા નબી એના (અલૈ) સર્વેથી પ્રથમ મહાત્માં પુરૂષ જ્યારે જન્નત એટલે સવર્ગમાંથી આ ફાની એટલે નાસ થવા

ખેડુત અને ઇસ્લામ.

વાલી જગતમાં ઉતારવામાં આવ્યા તો સર્વથી પ્રથમ તેવણુને જે બાબતની જરૂરત પડી તે ખેતીનેજ લગતી હતી જેની કેટલીક બાબતોની જાણ માટે હું ઇસ્લામી દુન્યાની માનીતી મોતેબર પુસ્તક તારીખે તબરી ઉપરથી લખી જણાવું છું. જીલ્દ પહેલી પૃષ્ટ ૧૦૪ માં બર રીવાયત હજરત ઇબને અબ્બાસ (રદી)થી બયાન કરવામાં આવે છે કે જ્યારે સૈયદના હજરત આદમ (અલૈ)ને જનનતથી સર જમીન દુન્યામાં ઉતારવામાં આવ્યા તે વખતે આપને ભુખ લાગી તો અલ્લાહ તાઆલા પાસે આપે ખાવાનું માંગ્યું તો અલ્લાહ પાકે જીબરીલ (અલૈ)ની મારફતે સાત દાણા ઘઉંના મોકલી આપા તેવણે એટલે જીબરીલ (અલૈ)એ સૈયદના આદમ (અલૈ)ના હાથમાં મુકયા તો આપે પુછ્યું કે આ શું છે તો જીબરીલ (અલૈ)એ ફરમાવ્યું કે આતેજ દાણા છે જેણે આપને જન્નતમાંથી આ ફાની દુન્યામાં લાવવાની ફરજ પાડી એટલે જન્નતમાં જે ઝાડ પાસે આપને જવા માટે મનાઇ કરવામાં આવેલી અને તેના ફળ ખાવાને ના પાડવામાં આવી હતી તે એજ ઘઉંનું ઝાડ હતું તેના આ ફળો છે આ ઘઉંના એક દાણાનું વજન એક હજાર આઠસો દીરહમનું હતું. દીરહમનું વજન બે માસા જેટલું હોય છે તે ઉપરથી વાંચનારે હીસાબ કરી લેવો કે આપણા વખતના વજનને હીસાબે કેટલા વજનો એક દાણા થયો. મજકુર પુસ્તકના ૯૯ પૃષ્ટમાં અતાબીન અબી રબાહથી રીવાયત છે કે સૈયદના હજરત આદમ (અલૈસ)ને જ્યારે ઝમીન ઉપર ઉતારવામાં આવ્યા તે વખતે આપના બન્ને પગો ઝમીન પર હતા અને આપનું માથું અસમાન સાથે લાગતું હતું

આપ આસમાનના રેવાસીઓની વાતો સાંભળી શકતા હતા ખેર ત્યાર પછી આદમ (અલૈ)એ જીબરી (અલૈ,ને પુછ્યું કે આ દાણાઓનો હું શું કરૂં તો જીબરીલ (અલૈ)એ ફરમાવ્યું કે એને ઝમીન ઉપર ફેલાવી દો એટલે વાવણી કરો તે મુજબ આપે કર્યું તે બાદ ઘઉંની ખેતી તૈયાર થઇ ગઇ તો આપને તેને કાપીને તેના દાણા છુટા પાડવાની રીતભાત સીખવવામાં આવી તે બાદ બે પથ્થરના પાટ આપના આગળ મુકવામાં આવ્યા તેને ઘંટી તરીકે વાપરવાને કેહુવામા આવ્યું તે પછી આટો ગુદીને તેમાં ખમીર ઉતપન્ન કરવા માટે કેહુવામા આવ્યું તે પછી તેની રોટલી આપને પકાવી ખાવાને કહેવામાં આવ્યું આપને માટે લાલ રંગનો બળદ ખેતી કરવા માટે જીબરીલ (અલૈ)ને મારફને મોકલવામાં આવ્યો હતો તેનાથી આપ હળ ચળાવતા અને ખેતીનું કામ કરતા તે પછી જંબુડો હાથોડી વીગેરા હથયારો પણ આપને માટે મોકલવામાં આવ્યા હતા. આ બધી રીવાયતો ઉપરથી પણ સિધ્ધ થઇ ગયું કે ઉત્તમ ખેતી અને મધ્યમ વેપાર અને નફ્ટ ચાકરી વળી "આ સ્થળે ખાસ કરીને હમારા મુસલમાન ભાઇઓની જાણ માટે મજકુર પુસ્તકની તે રીવાયત પણ ટાકી જણાવું છું કે હિન્દના ખરા અને પ્રથમ વતની તરીકે મુંસલમાનો દાવો કરે તો તેમાં ખોટો કેહુવાય નહી કારણ કે મજકુર પુસ્તકના પૃષ્ટ ૯૮ માં સાથ સનદને ફતાદાહ ત્થા હજરત ઇબને અબ્બા (રદી) ત્થા અબુલ આલીયા ત્થા હજરત અલી (રદી)થી રવાયત કરવામાં આવે છે કે સર્વેથી પ્રથમ સૈયદના હજરત આદમ (અલૈ)ને જે દુન્યામાં ઉતારવમાં આવ્યા હતે તે જમીન હિન્દુસ્થાનની હતી અને જ્યાં હજરદાહી હવવા (અલૈ)ને ઉતારવામાં આવ્યા હતા તે સ્થળ જદદા નામનું શહેર જે અરબસ્તાનમાં છે તે હતું મતલબ એ જે ઇસ્લામનો પાયો પણ હિન્દ દેશથીજ શરૂ થયો એમ કહેવામાં આવે તો કાઇ ખોટું નહી કેહુવાય કારણ કે સર્વેથી પ્રથમ મનુષ્યનાં

આપ સૈયદ હજરત અદમ હિન્દમાં ઉતરયા અને ખુદાવંદ તાઆલાની હમદોસના અને વાહદાનીયતનું વર્ણન કર્યું આપની તોબા કબુલ થવા પછી આપ દાદીહવવાને મલવા ગયા આથી ખુલ્લી રીતે મુસલમાનોનું પ્રથમ સ્થળ હિન્દુ દેશ સિધ્ધ થાય છે. એ વતરોક બીજી ઘણી ફજીલતો હિન્દ દેશની મજકુર પુસ્તકમાં લખી જણાવેલી છે. પરંતુ "આ, સ્થળ તેને લખી જણાવવાનું નહી હોવાને લીધે તે બધી બાબતો અત્રે લખી જણાવતા નથી. કારણ કે હમોએ પ્રકરણ બીજાના મથાળા ઉપર અર્વાચીન રાંદેર કરી લખી જણાવેલું છે. :માટે હવે હમોને હમારા પ્રથમ હેતુ ઉપર આવી જતા રાંદેર અને રાંદેરવાસી અહલે સુન્નત વલ જમાઅતના વોહરા કૌમનું વર્ણન હમારી તાહકીક અને જાણ મુંજબ મુખનેસ એહવાલ લખી જણાવીશું.

૩–રાંદેર કસબાનું પ્રાચીન કાળનું વર્ણન આગળ ટુંકમાં વર્ણનવાળા આવી ગયું છે જેને આજે લગભગ (૨૩૩૭) વર્ષનો વખત વિતવાં પામે છે. મજકુર કસબો સુરત. શહેરથી ઉત્તર દીશાએ આસરે આ અર્ધા માઇલ ઉપર તાપિ નદીના પશ્ચિમ કીનારા ઉપર લખા મુજબ

રાંદેર અને તેની રચના.

એક તવારીખી ઘણુંજ પુરાનું શહેર છે કોઇ સંપત્તિ નામના હિન્દુ રાજાએ વસાવેલું હતું વળી હું આગળ જે સિધ્ધરાજ સિગનો એહવાલ લખી ગયો છું કે યમન દેશથી આવેલા અબદુલ્લા તથા અહમદ નામનો દાઇએ ઇસ્લામના હાથ ઉપર મુસલમાન થયો હતો અને આખા ગુજરાત દેશનો રાજકર્ત્તા માલિક હતો તેના વખતમાં પણ રાંદેરથી આસરે દસ બાર માઇલ ઉપર ઓરપાડના નામનો કસબો છે. ત્યાં તેની અમલદારી હતી. પરંતું રાંદેર માતેની અમલદારી હતી કે નહી તેના વિષે કરી કોઇ લેખ નથી કારણ કે ઇ.૦ ૭૫૦) માં નવૈતા નામના અરબ લોકોનો રાંદેર ઉપર કબજો થઇ ગયો હતો જેનો એહવાલ



☞ રાંદેરના પૂર્વ ભાગનો વોહરવાડનો દેખાવ. ☜

આગળ ખુલાસાવાર આવી ગયો છે તેમજ રાંદેરમાં રેહતા નવૈતાઓની મુલાકાત સને ઇ૦ ૧૬૦૦ માં દીલ્લીના રાજકર્ત્તા જહાગીરશા બાદશાએ લીધી હતી નવૈતાઓએ તેવણુની ઉત્તમ સ્વાગત કરી હતી જેનો ખુલાસો પણ આગળ રાંદેરના પ્રાચીન કાળના વર્ણનમાં આવી ગયો છે, રાંદેરને ચારો મેર અસલના વખતમાં ફરતો કોટ હતો જેના ચિન્હ અ જથી પચાસ સાઠ વર્ષ ઉપર મોજુદ હતા "આ, ફરતા કોટને જેને કે શહેર પનાની દીવાર પણ કહે છે ત્રણ જુદે જુદે સ્થળે મોટા દરવાજા હતા. જેને ભાગળના ઉપનામથી બોલવામાં આવે છે. જેના નામો "આ, મુજબ છે. શાહ ભાગળ, મોરા ભાગળ, અને વરીઆવી ભાગળ શાહ, ભાગળ. દક્ષિણ દીશા તરફના મોટા દરવાજાનું નામ છે. જેમાંથી સુરતના આવનાર મુસાફરો દાખેલ થતા હતા. આ, મજકુર ભાગળની સાથે રફીબુર્જ એટલે ઉચો મીનારો (ટાવર) હતો તેમજ સ્થળે સ્થળે ફરતા કોટની દીવારો સાથે તોપો મુકવાના ચોરા પણ બનેલા હતા આ ચોરાઓ ઉપર આસરે બાર ફીટ લાબી તથા છ ઇંચ પોળા મોઢાની તોપો પણ મુકેલી હતી જે તોપો હજુ લગભ શેહેરના કેટલાંક ખાસ ખાસ સ્થળે જોવામાં આવે છે જેમાની કેટલીક શહેરના વચલા ભાગનાં તાપી નદીનાં કીનારે બનેલા માડવી ઓવારા ઉપર જોવામાં આવે છે. સદરહુ તોપોને ઓવારાના ઉપર બનેલા ચોરાઓ વચ્ચે ઉંધી ચણતર કરી લેવામાં આવેલી છે કેટલીક શહેરના આજુબાજુએ સીમાની હદ જાણવા માટે ઉંધી ડાટેલી જોવામાં આવે છે.

મજકુર કસબામાં કુલ્લે (૧૯) મસજીદો છે. જેમાંની કેટલીક જોવા લાયક છે જેનું વર્ણન ઇનશા અલ્લા આગળ જતા હમો ખુલાસાવાર કરીશું કસબામાં ત્રણ બજાર જુદા જુદા સ્થળે આવેલા છે. માસ તથા માછલી વેચવા માટે કામેટી તરફથી પાકુ બજાર બાંધવામાં આવેલુ છે. કાપડ તથા અનાજ તેમજ ઘરવપરાશને લગતા સરસામાન તેમજ પરચુરણ ખાવાપીવાની તેમજ

મૌજમજાને લગતી દુકાનો સારા પરમાણુમાં છે. કસબાના વતનીક આસેપાસેના ગામડાના રેવાસીઓ રાંદેરથી પોતાને ખપતી વસ્તુઓ લઇ જાય છે. તેઓને ઘણું કરી સુરત જવાની જરૂરત પડતી નથી. સાડા લેમન, બરફ, ઇત્યાદિ હરેક બાબતની સગવડ સારી છે પોષ્ટ ઓફીસ ટેલીગ્રાફ ઓફીસ સરકારી તેમજ ખાનગી દવાખાનાઓ પુરૂષ તેમજ સ્ત્રી માટે શહેરના સખી વજુદ વોહરા કૌમના તરફથી ચાલુ છે. શહેર બહાર વરીઆવી ભાગળ તરફ રૂનુ એક કારખાનું પણ છે શહેરમાં સાર્વજનિક લાભ માટે સખી વજુદ શહેરના મુળ રેહવાસી અહલે સુન્નત વલ જમાઅતના વોહરા કૌમ તરફથી નીશાળો મદ્રેસા ઇત્યાદિ ધર્માદા ખાતાઓ ઉત્તમપણે ચાલુ છે. જેનું કાંઇક ટુક વર્ણન રાંદેર ખાતે ગઇ તા૦ ૨ માહે ફેબરવારી સને ૧૯૨૬ નાં રોજે મુબઇના નામદાર ગવનર સાહેબ પધારયા હતા તે વખતે તેવણુની સ્વાગત કરતી વખતે રાંદેર મ્યુનીસીપાલટી તેમજ રાંદેરના નિવાસી અહલે સુન્નત વલ જમાતના વોહરા કૌમની પંચાત તરફથી તથા મજકુર વોહરા કૌમના જીમખાતાના તરફથી તેવણુના સન્મુખ જે લેખો વાંચવામાં આવ્યા હતા તે લેખોનો ઉતારો જુદા જુદા વર્તમાન પત્રોમાં પ્રગટ થએલો હતો તેમાંથી હું ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણુના તા૦ ૭ મી ફેબરવારી સને ૧૯૨૬ ના પ્રગટ કરેલા લેખો ઉપરથી સંક્ષિપ્ત ઉતારો લખી જણાવું છું.

**રાંદેર મ્યુનીશીપાલીટી તરફનું માનપત્ર.**

અમે રાંદેર કસ્બાની મ્યુનીસીપાલીટીના પ્રમુખ અને સભાસદો આ નાનકડા છતાં પ્રાચીન કસ્બાની મુલાકાતે આપ આવ્યા છો. તે માટે આપ નામદારને અમારા હૃદયનાં સ્વાગત અર્પવા અતી નમ્ર વીનંતી કરીએ છીએ આપ નામદારના કાર્યક્રમમાં આપ નામદારે અમને જે સ્થાન આપ્યું છે. અમારા ગરીબડા કસ્બાની મુલાકાતે આપ નામદાર આવ્યા છો. અને એ રીતે આપ નામદારને

અમારાં સ્વાગત અર્પવાની તેમજ, નામદાર સરકાર કે જેના આપ એક અગ્રગણ્ય પ્રતીનીધી છો, તે સરકારને આપ નામદાર દ્વારા અમારી પુર્ણ વફાદારીની ખાત્રી કરાવવા જે તક અમને મળી છે, તે માટે અમને માન તેમજ અભીમાન છે.

આપ નામદારની પહેલાંના નામદાર લોર્ડ નોર્થકોટ, જી૦ સી૦ આઇ૦ ઇ૦, ૧૯૦૧માં અમારા કસ્બાની મુલાકાતે આવ્યા તેનું માન આ કસ્બાને હતુ; તે વખતે એઓ નામદારે શેઠ હાજી ગુલામ અરેફ ડીસ્પેન્સરીનો પાયો નાખ્યો હતો; રાંદેરના ઘણા વીખ્યાત વેપારી કુંટુંબના શેઠ હાજી ગુલામ અરેફ તરફથી સુદર રકમ મળવાથી એ દવાખાનું બંધાયું હતું ત્યારથી અગાડી વધતાં વધતાં પહેલા વર્ગના દવાખાનાની ગણનામાં તે આવ્યું છે. અને કસ્બાના તેમજ આસપાસના ગામડાંઓના ગરીબ લોકો કે જેને મદદની જરૂર છે. તેને સારામાં સારો દવાનો લાભ આપે છે.

વળી આ સાંભળીને આપ નામદારને વધારે આનંદ થશે કે કેટલીક નીશાળો અને મદ્રેસાઓ ખાનગી મુસલમાન ધર્માદા ખાતામાંથી ચાલે છે. તે ઉપરાંત છોકરાઓને સારૂ ત્રણ નીશાળો, કે જેમાં એક પછાત વર્ગ માટે છે. તે અને એક છોકરીઓની નીશાળ છે કે જેનો સઘળો કારભાર આપ નામદારને આનંદ પુર્વક જણાંવીએ તો, કેળવાયલી મહેતીઓજ ચલાવે છે. અને એ રીતે અમારા નાના કસ્બામાં સ્ત્રી કેળવણીનો ઘણો વીકાસ થયો છે એ બધી નીશાળો અમે ચલાવીએ છીએ. અમે ભાગ્યશાળી છીએ કે છોકરાઓને માટે અમે મુખ્ય નીશાળ રાખી છે. તે નીશાળ ૧૮૪૯ માં ખુલ્લી મુકવામાં આવી છે. અને તે અમારા પોતાના મકાનમાં રાખેલી છે. તે મકાન અમે ૧૯૧૪ ના વર્ષમાં રૂપીઆ ૧૧૦૦૦ ના કુલ ખર્ચે બંધાવ્યું છે. તે નદી કીનારે આવેલું છે. અને સુદર દેખાવ દ્રષ્ટીગોચર કરે છે. આપ નામદારને જણાવતાં અમને ઘણો સંતોષ થાય છે કે અમારી બીજી નીશાળો

સારાં હવા અજવાળાં વાળા મકાનોમાં આવેલી છે. અને અમારાં નીશાળે જતાં બાળકોની સામાન્ય તંદુરસ્તી ઘણી સારી છે. અમારૂં નાનકડું શહેર અભીમાન ધરાવે છે કે તેમાં એક માધ્યમીક કેળવણી શાળા છે; તેનો તમામ ખર્ચ જાણીતા સુન્ની હોરા વેપારીઓ, નામે ઇસ્માઇલ ઇબ્રાહીમ અને હાસમજી ઇબ્રાહીમ પીપરડીના ધર્માદા ફંડમાંથી ચાલે છે; તેમજ એક વેપારીઓના લગતો વર્ગ છે જે સારી રીતે એક કમીટી ચલાવે છે. પોતે નક્કી કરેલી યોજનાનુસાર જીલ્લા જજ તે કમીટી નીમે છે; વળી એક મુસલીમ અનાથાશ્રમ અને છોકરીઓની નીશાળો તેમજ બીજાં કેળવણીને લગતાં ખાતાઓ છે કે જેની શરૂઆત તેમજ ખર્ચ સુન્ની હોરાઓ ચલાવે છે. અને આપ નામદારને જાણીને આનંદ થશે કે અહીંઆ મુસલમાનોમાં કેળવણીનો પ્રચાર બહુજ સારો થયો છે.

અમારા કસ્બાની ધનાઢ્ય સુન્ની હોરા કોમને કસ્બાની ઘણી ખરી જરૂરીઆતો પુરી પાડવા માટે, અમારો કસ્બો આભારી છે. સુરત સીટી મ્યુનીસીપાલીટીને વરાછામાં આવેલા વોટર વર્કસમાંથી અમારા કસ્બામાં પાણી પુરૂ પાડવા માટે, ૧,૩૬૦૦૦) રૂપીઆની બહોળી રકમ આપવા માટે અતી ધનીક સુન્ની હોરા શેઠ હાજી યુંશફ મહમદ સુલેમાન ખોટાવાળાના અમે રૂણી છીએ એજ હોરા સદ્‌ગ્રહસ્થના Editor Road એડીટર રોડ પર દીવા મુકાવવા માટે અમો રૂણી છીએ; એ રસ્તો રાંદેર મ્યુનીસીપાલીલીટીની હદની બહાર છે. છતાં પણ સુરત અને રાંદેરના એક બીજા સાથે જોડે છે. રાંદેર કસ્બામાં દાખલ થતાંજ ખાડી પરનો જે પુલ આવેલો છે તે પુલ બંધાવવા માટે, તેમજ સ્ત્રીઓને સારૂ જુદી હોસ્પીટાલ કે જેમાં કેળવાયલી સ્ત્રી ડોકટરો છે, તે બંધાવવા માટે એજ હોરા સદ્‌ગ્રહસ્થના આભારના રૂણી છીએ. બીજી જનરલ ડીસ્પેનસરી કે જેનું નામ "પીપરડી ડીસ્પેન્સરી" છે તે ચલાવવા માટે અમો શેઠ હાજી આઝમ ગુલામ હુસેન પીપરડીના સરખીજ રીતે આભારી છીએ.

છેવટનું પણ ઉપયોગનું જાણવાનું એ છે કે, કસ્બાની અંદર ઇલેટ્રીક લાઇટ દાખલ કરવા સારૂ રૂપીઆ ૧૦૦૦૦ની રકમ શેઠ મહમદ આજમ ઇસ્માઇલ અને બીજાઓના પ્રયત્નથી ભરાઇ હતી. તેને માટે એજ વોહરા જ્ઞાતિને અમો આભારી છીએ.

રાંદેર સુન્ની વોહરા પંચાયત તરફનું માનપત્ર.

અમો સુન્ની વોરા પંચાયતના મેંબરા, આપ નામદારની આ ન્હાના પરંતુ પુરાણા અને ઇતીહાસીક ગામ રાંદેરની મુલાકાતના પ્રસંગે આપ નામદારને અત્યંત નમ્રતા અને માન સહીત આવકાર આપીએ છીએ અને આ પ્રસંગે ખાસ કરી અમારી પંચાયતને મુલાકાતનું આપ નામદારને માન આપ્યું તે માટે અમો આપ નામદારના ખાસ આભારી છીએ.

અમારી કોમ વહેપારમાં આગળ પડતો ભાગ લેનારી છે. અમારા બાપદાદા સૌથી પહેલા વહેલા હીંદુસ્તાનની બાહેરના ફળદ્રુપ વહેપારી પ્રદેશો જેવા કે અરબસ્તાન, ચીન, સીઆમ, જાવા, બરમાં આફ્રીકા તથા મોરીશ્યશ વીગેરે મુલકોમાં વહેપાર અર્થે નીકળી પડેલા અને આપ નામદાર અમોને માફ કરશો અગર અમો કહેવાની હીમત ધરીએ કે જે જે પ્રદેશો તથા ગામમાં અમારા બપાવાઓએ પગલા મુકયાં તે પ્રદેશો તથા ગામોના વહેપારને અત્યંત આબાદ કરી દેખાડયા.

અંગ્રેજી રાજ્ય બરમામાં સ્થપાયું તે અગાઉ અમારા વડીલો ત્યાં વહેપાર અર્થે જઇ વસેલા અને અમારૂં કહેવું કવેળાનું નહી ગણાય અગર આપ નામદારના ધ્યાન ઉપર અમો એક વાત લાવીએ કે બરમામાં અમારા વડીલો બ્રીટીશ સરકારને કાયમ કરાવવા પોતાની મદદને પ્રત્યક્ષ રીતે ઘણો મોટો ફાળો આપેલો છે. અમારા વડીલો અને ખાસ કરીને મુલ્લા કુટુંબે બ્રીટીશ સરકારના સૌથી પહેલા એલચીને બરમામાં પ્રથમ પગ મુકતી વેળાએ આવકાર આપેલો. અમોએ રંગુનને આબાદ કરવામાં ઘણો

મોટો ફાળો આપેલો છે અને રંગુનના નામચીન બજારો જેવા કે સુરતી બરા બજાર અને રંગુન આયરન બજારની આજની જાહોજલાલી અમારા વડીલોનેજ આભારી છે. અમો તેમના વંશજો તેમના પગલે ચાલી વહેપારી સાહસોમાં ચાલુ રહી નામદાર બ્રીટીશ સરકારની ચુસ્ત વફાદાર રૈયત રહયા છીએ. અમારા વડીલોએ અનેક જગાઓએ શા શા પરાક્રમો કીધાં તે વર્ણવાનુ કંઇ આ સ્થાન નથી. અમો ફરી એટલુજ કહીને સંતોષ માનીશુ કે જે જે ગામોમાં અમારી કોમના લોકો ગયા તે તે ગામો તથા પ્રદેશોની આર્થીક સ્થીતી ઘણીજ આબાદ કીધી.

રાંદેર અમારી જન્મભુમી છે અને તે તરફ અમો માન અને પ્રેમની દ્રષ્ટીથી જોઇએ તો સ્વાભાવીક છે. આપ નામદાર જાણીને ખુશી થશો કે કોઇ પણ પ્રકારનો જાતીભેદ રાખ્યા વીના રાંદેરના દરેક કોમના લોકોને સામાન્ય ફાયદો થાય તેવા કૃત્યો કરવામાં અમોએ અમારાથી બનતું કર્યું છે. આ ગામની જન સુખાકારીની સંસ્થાઓ જેવી કે પબ્લીક દવાખાનાઓ, સ્ત્રીઓની ઇસ્પીટાલ અને બીજી લોકોપયોગી સંસ્થાઓ અમારી કોમના લોકોએ કાયમ કીધી છે આ ગામની દરેક વર્ગની વસ્તી હાજી યુસુફ મહમદ સુલેમાન બોટાવાળા કે જેમણે રાંદેર ગામમાં પોતાના ખર્ચે નળ પહોંચાડયા તથા સ્ત્રીઓની ઇસ્પીટાલ સ્થાપી તથા બીજા અનેક લોકોપયોગી ધર્માદા કામો કીધા તે માટે તેમની જીંદગી પર્યંત અત્યંત આભારી છે.

આપ નામદાર સાંભળીને ખુશી થશો કે અમો અમારા છોકરા તથા છોકરીઓના શીક્ષણ પ્રત્યે પુષ્કળ કાળજી રાખીએ છીએ અને તે માટે અમોએ નીશાળો, લાયબ્રેરીઓ મદરસાઓ વગર ફીના બોરડીંગ હાઉસો યતીમખાનાઓ છોકરીઓની નીશાળો

તથા તેવી અનેક સાર્વજનીક સંસ્થાઓ રાંદેરમાં સ્થાપી છે. અમોએ એક હાઇસ્કુલ પણ કાયમ કીધી છે. જેનો લાભ દરેક કોમના છોકરાઓ લે છે.

ટુંકમાં ગામના દરેક કોમના લોકોના લાભાર્થે અમારાથી જેટલી કોશીશ થઇ શકે છે. તે અમો કરવાને ચુકતા નથી વળી અમો બચ્ચાઓને શારીરીક કેળવણી તરફ ખાસ ધ્યાન આપીએ છીયે અને તેટલાં માટે અમોએ એક જીમખાના કાયમ કીધુ છે. જેના મકાનમાં આપ નામદારને આજે આવકાર આપવાનું અમોએ માન મળેલું છે.

આપ નામદાર મુસલમાન કોમની ઉન્નતી માટે તથા સરકારી નોકરીમાં તેઓ વધારે પ્રમાણમાં દાખલ થાય અને આગળ વધે તેટલા માટે જે હૈયા હીત ધરાવો છો તે માટે અમો આપ નામ-દારનો અંતકર્ણપુર્વક આભાર માનવાની આ તકનો લાભ લઇએ છીએ અને અમો આશા રાખીએ છીએ તથા વીનંતી કરીએ છીએ કે આપ નામદાર તેવુંજ હીત ભવીષ્યમાં અમારી કોમ પત્યે ધરાવવા ચાલુ રાખશો.

છેવટે લેડી વીલસનને અમારા ઘણા ઘણા માનથી સલામ પહોચાડશો એવી અમો આપ નામદારને વીનંતી કરીએ છીએ અને અમો આપ નામદારને ખાત્રી આપીએ છીએ કે જે ઇલાકાના ગરીબ સ્ત્રી વર્ગની ઉન્નતી માટે તેઓ નામદાર જે ઉમદા કાર્ય કરી રહ્યા છે તેની અમો ઘણા માનથી પ્રસંશા કરીએ છીએ.

એક વખત વધુ અમો આપ નામદારને સંપુર્ણ માન અને વફાદારી સાથે અંતઃકરણપુર્વક આવકાર આપીએ છીએ.

ઉપલી સ્કુલનો રીપોર્ટ હેડ માસ્તર મી૦ છગનલાલ ચુનીલાલ મહેતા બી૦ એ૦ એસ૦ ટી૦ સી૦ ડી૦ એ મેળાવડામાં રીપોર્ટ વાંચ્યો હતો જે નીચે મુજબ છે.

રાંદેરની મદ્રેસા—એ મોહમદીઆ પીપરડીવાળા હાઇસ્કુલ અને મદ્રેસા અહમદીયા ગુજરાતી સ્કુલનો રીપોર્ટ.

આ સંસ્થાના સંચાલકો શીક્ષકો અને વીદયાર્થીઓ વતી હું આપ નામદારને અંતઃકરણ પુર્વક આવકાર આપવામાં આનંદ અને ગૌરવ સમજુ છું. ગુજરાતના એક ખુણામાં પડેલી આ નાનકડી સંસ્થાની મુલાકાત લેવાની આપ નામદારે તસ્દી લીધી તેથી અમે આપના આભારી થયા છીએ. નામદાર ગવર્નર (મુંબઇ) સાહેબની મુલાકાતનો આ એકલવાયો પ્રસંગ હોઇ આ સંસ્થાના ઇતીહાસમાં એ સુવર્ણ અક્ષરે કોતરાઇ રહેશે.

અવકાશ થોડો છે. આપની રજા હોય તો આ મંડળ પ્રસંગે હું મુળ સ્થાપકોનું ધ્યેય જણાવીશ તેમાં થએલા ફેરફાર રજુ કરીશ અને કયે ધોરણે આ સંસ્થા ચાલે છે તેનું દીગ્દર્શન કરાવીશ.

હાઇસ્કુલ.

ઇ. સ. ૧૮૯૬ એટલે સાઠ વર્ષની આ વાત. આ સંસ્થા પીપરડી ભાઇઓએ સ્થાપી હાજી હાસમ ઇબ્રાહીમ પીપરડી (મૃત્યુ ૧૮૮૯) અને હાજી ઇસ્માઇલ ઇબ્રાહીમ પીપરડી (મૃત્યુ ૧૮૭૩) ઇબ્રાહીમ મોહમદ પીપરડીના એ પુત્રો લોકોને એમની ઓળખાણ કરાવવી પડે એમ નથી. પોતાના સ્વધર્મીઓને ધાર્મીક કેળવણી આપવાનું એમનું પુનીત ધ્યેય સ્મરાવવું પડે એમ નથી. શીક્ષક તરીકે એક મૌલવીની નીમણુંક કરી વીદયાર્થીઓને વીદયાભ્યાસ દરમીઆન આજીવીકા ચલાવવા શીષ્યવૃત્તીઓ અપાતી આ ધાર્મીક વર્ગ પાંચ વર્ષ સુધી ચાલ્યો પવીત્ર કુરાનના શીક્ષણ સીવાય લૌકીક શીક્ષણ આપવાનું પણ ત્યારે પછી નક્કી



મદ્રસ-એ-મોહમ્મદીયા પીપરડીવાલા હાઇસ્કુલ અને
શ્રી સુન્નિ મુસ્લીમ હોસ્ટેલ, રાંદેર.

થયું. ત્રણ માધ્યમિક વર્ગો ખોલવામાં આવ્યા. શાળા આ પ્રમાણે "મીડલ સ્કુલ" થઇ. અનુભવ અને સલાહદ્વારા અમે શીખ્યા. અમારૂ ફંડ પણ વધ્યું. મદ્રેસાના નીભાવ માટેના 'શેર'ના 'ડીવીડન્ડઝ' પ્રતિવર્ષ વધતાં ગયાં તે કારણ. ઇ. સ. ૧૯૧૫ થી ૧૯૨૧ દરમીયાન આ કારણોને લઇ અમે એક પછી એક હાઇસ્કુલના વર્ગો ખોલવાને ભાગ્યશાળી થયા. લોકોના વિરોધી ધુજારા અને અસહકારના પુર સામે અમે ટકકર ઝીલી નામદાર સરકારના કેળવણી ખાતાની માન્યતા (recognition) મેળવી. મુંબઇ યુનીવર્સીટીની સ્કુલ લીવીંગ પરીક્ષામાં અમે અત્યાર સુધી ત્રણ વર્ગો મોકલ્યા. પરીણામ અનુક્રમે ૬૬, ૭૩ અને ૬૬ ટકા હતાં. આપ નામદાર કબુલ કરશો કે પ્રગતી સારી છે.

અમે ત્રણ સંસ્થાઓ નીભાવીએ છીએ. હાઇ સ્કુલ, પ્રાથમીક શાળા અને બોરડીંગ હાઉસ. હાઇ સ્કુલમાં સર્વ કોમના ૨૫૦ વીદ્યાર્થીઓને શીક્ષણ અપાય છે. તેમાં ૧૪૦ મુસલમાનો છે. દર વર્ષે એનો રૂ૦ ૧૧૦૦૦ નો ખર્ચ છે. હમણાં હાઇસ્કુલની લોકપ્રીયતા વધી છે. આ વરષે કેટલાક વીદ્યાર્થીઓ અને વાલીઓને અમારી નામરજી છતાં નીચલા વર્ગોમાં જગ્યાને અભાવે નીરાશ કરવા પડયા છે. સ્હેજ ચોખવટ કરી લઉં. પહેલા આ એકલી મુસલમાની શાખા હતી. પરંતુ ઇ. સ. ૧૯૨૧ પછી લોકોની જરૂરીયાતને પહોંચી વળવા અમે અમારા દ્વાર સૌ કોઇને માટે ખુલ્લાં મુકયાં. કોમી ભેદ વીના ગમે તે વીદ્યાર્થી આજે આ સંસ્થામાં દાખલ થઇ શકે છે; કેળવણી ખાતાના નીયમો તો પાળ્યેજ છુટકો. દરરોજ સહવારે કુરાન વર્ગ તો ચાલેજ છે, બોરડીંગ હાઉસના વીદ્યાર્થીઓ માટે એ ફરજીઆત છે; બીજાઓ માટે મરજીઆત છે.

### મદરેસા-એ-અહમદીયા ગુજરાતી સ્કુલ.

પ્રાથમીક શાળાનો ઇતીહાસ કંઇક જુદો છે. એને પણ સો

વર્ષ થઇ ગયાં. (સ્થાપના ૧૭૮૯) એના સ્થાપકોઃ—નાખોદા આજમ અને માલમ કાસમ પહેલો આરેફ અલી હાસમનો અને બીજો માલમ આરેફનો પુત્ર. અનેક સંજોગોનો ભોગ થઇ તેનો કાર્યભાર હાલના સંચાલકોના પુજ્ય પીતાને શીર આવ્યો. ઇ. સ. ૧૮૮૯ માં એને માટે એક રૂ૦ ૧૦૦૦૦ નું મકાન બાંધ્યું. હાજી હાસમ ઇબ્રાહીમ પીપરડીનો એ ખર્ચ. સ્કુલ આજે એ મકાનમાં બેસે છે. સો વીદ્યાર્થીઓ તેમાં ભણે છે. તે સૌ મુસલમાન છે. એનો નીભાવ ખર્ચ વારસીક રૂ૦ ૨૦૦૦ નો છે.

મદરેસા-એ-મોહમદીયા પીપરડીવાળા બોર્ડીંગ હાઉસ.

આ બોર્ડીંગ હાઉસ છેલ્લું છતાં બહુ ઉપયોગી છે. સારાયે ગુજરાતના સુન્ની મુસલમાન ગરીબ કુટુમ્બના આશરે સાઠેક છોકરાનો એ આશરો છે. રહેવાનું, જમવાનું, પુસ્તકો અને ભણતર મફત છે.

હાલના આંકડા નીચે પ્રમાણેઃ—

| જીલ્લો. | સંખ્યા. |
|---|---|
| અમદાવાદ | ૨ |
| ખેડા | ૬ |
| ભરૂચ | ૨૫ |
| સુરત | ૧૪ |
| વડોદરા સંસ્થાન | ૪ |
| સચીન સંસ્થાન | ૪ |
| | ૫૫ |

કુલ ખર્ચ રૂ૦ ૭૩૦૦

આ બાબતમાં આ સંસ્થા ગુજરાતમાં બેનમુન છે. કદાચ હિંદમાં યે હોય, રાંદેરને ગુજરાતનું અલીગઢ કહેવામાં અસત્યનો આભાસ નથી પડતો.

શિક્ષણની વીગતમાં હું અહીં નહિ ઉતરૂં આપ નામદારની સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલી પધ્ધતી અમે અહીં આદરીએ છીએ.

શારીરીક કેળવણી અને પ્રયોગાત્મક વીજ્ઞાન (Fractical Science) માટે હાલમાં કેળવણીકારોએ ભાર મુકેલો છે; અને એ સાચું છે. પરંતુ એમાં વીધ્નો ઘણા છે. ફંડ ઓછું અને વીજ્ઞાન શીક્ષકો અલોપ થાય. છ વર્ષમાતો છ થયા–છતાં સંચાલકોએ એ દીશામાં એમનું બનતું કર્યું છે સંચાલકો પણ એની અગત્યતા જાણે છે. એ કહેતાં મારો ગર્વ માતો નથી, વીજ્ઞાનના નીરીક્ષક મી૦ મુસ સંતોષ પામી લખી ગયા છે કે "ઉત્તર વીભાગની હાઇસ્કુલ પ્રયોગ શાળાઓમાં તમારી ઉત્તમ પ્રકારની છે."

શારીરીક કેળવણીની બાબતમાં મારે કહેવું રહયું. શાળાની નજીકમાં યોગ્ય જગ્યાને અભાવે અમે ભીડમાં છીએ તે છતાં શાળાથી દુર અમારી રમત ગમત માટે જગ્યા છે. અમારા વીદ્યર્થીઓ ત્યાં અનેક મર્દાનગી રમતો રમે છે. મુખ્યત્વે બોલબેટ અને ફુટબોલ. બોલબેટની રમત તો રાંદેરની; મેસર્સ મુરાદ શેખ અને બોટાવાળાએ ચતુરંગી ખેલાડીઓ અમારી શાળાના-કેટલાક હાલના વીદ્યાર્થીઓ પણ ભાવી ચતુરંગી ખેલાડીઓ છે; એ મારી આશા અને ધારણા છે.

હું હવે પુસ્તકાલય પ્રગતી વીષે કહીશ, આઠ વર્ષ પુર્વે અમે નહી જેવી શરૂઆત કરી. સારૂં પુસ્તકાલય એટલે ખર્ચનો બોજો; અમે એમાં હજી ફળીભુત થયા તો નજ કહેવાઇએ પ્રતીવર્ષે અમે એમાં ઉમેરો તો કર્યેજ જઇએ છીએ. અહીં એક વાત જણાવી લઉ કે વીદ્યાર્થીઓને અન્યાય ન થય. ઇ૦ સ૦ ૧૯૨૩ થી તેઓ એક હસ્ત લીખીત ત્રીમાસીક કાઢે છે. તેના સંચાલકો તેઓજ છે. તેમનું કાર્ય અનેરૂં છે. એમ આપ નામદાર કબુલ કરશો તેઓ વાદવીવાદ મંડળ Debating Societyપણ ચલાવે છે.

અમારા પરીક્ષાના પરીણામો આગળ સુચવ્યા પ્રમાણે સારાં છે. એક વાત તેમાં નોંધવા જેવી છે. છેલ્લાં બે વર્ષ થયાં અમે છઠ્ઠા ધોરણમાંથી એક એક વીદ્યાર્થી 'સ્કુલ લીવીંગ' પરીક્ષા માટે મોકલીએ છીએ અને તે સારે નંબરે પાસ થાય છે એ વીશેષતા.

આ પ્રસંગે એક વાત અસ્થાને નજ લેખાય. આપ નામદારની સરકારના અમલદારોની એકધારી અને સાફ દીલની મદદ અને સલાહ અમને મળતીજ રહી છે. મી૦ કે૦ એસ૦ વકીલ હાલના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબનું નામ તો નોંધવું પડશે. આ સંબંધની એક દુઃખદ કથની કહેવાની છે. આ કસ્બાની હાલની "મ્યુનીસીપલ બોર્ડ"નો અમારા પ્રત્યે દીલશોજી દાખવવાનો સમુળો અભાવ છે.

અમારી શાળાની મુલાકાત કંઇ કેટલા મહાનુભાવોએ લીધી હતી. તેમાંથી થોડાક ગણાવું. ઇ૦ સ૦ ૧૯૨૨ યુનીવર્સીટી કમીશન, તેજ વર્ષે મી૦ પી૦ લોરી ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, ઇ૦ સ૦ ૧૯૨૩ સર ઇબ્રાહીમ રહીમતુલ્લા અને ઇ૦ સ૦ ૧૯૨૫ સર મોહમદ યુસુફ—સૌ કોઇ અમારૂં કામ જોઇ રીઝયા હતા. આ પ્રસંગનો લાભ લઇ ઇ૦ સ૦ ૧૯૨૪ ના 'ઓલ ઇન્ડીઆ મોસ્લીમ એજ્યુકેશનલ કોન્ફરન્સ'માં પ્રમુખ સ્થાનેથી સર ઇબ્રાહીમ રહીમતુંલ્લાએ આપેલા ભાષણમાંના થોડાક શબ્દો ટાંકું છું.—

"ધમોદા ફંડો."

"આ સંબંધમાં હું કંઇક કહીશ. રાંદેર સુરતનું એક પરૂ છે. મારી ઇચ્છા ત્યાં જે કાંઇ કેળવણીની બાબતમાં થયું છે તે તરફ ધ્યાન ખેચવાની છે. સુરત હું ગયે વર્ષે ગયો હતો મને રાંદેર નોતરવામાં આવ્યો હતો. એક સ્કુલની મેં ત્યાં મુલાકાત લીધી ધમોદા ફંડથી તે નભે છે. દરેક કોમના વીદયાર્થીઓ ત્યાં

ભણે છે. તેને (છાત્રાલય) બોરડીંગ હાઉસ પણ છે. મુસલમાનના ગરીબ વીદયાર્થીઓને તેમાં દાખલ કરવામાં આવે છે. તેમની પાસે કંઇ પણ રકમ લેવામાં આવતી નથી. રહેવાનું, ખાવાનું અને ભણવાનું તેમને મફત મળે છે. મુસલમાન વિદયાર્થીઓને ધાર્મીક શીક્ષણ આપવામાં આવે છે. એ કેહવાની જરૂર નથી. એ તો દરેક મુસલમાન શિક્ષણ સંસ્થાઓની ખાસીઅત છે. મુસલમાનમાં એ વિષે બે મત હોયજ નહિ, યોગ્ય શિક્ષણ તો ત્યાં અપાયજ છે. તેની વીશેષતા તો બીજીજ છે. તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચી રહયો છું. તે મદદ ઇચ્છતા વિદયાર્થીઓને મફત રહેવાની ખાવાની અને ભણવાની સવડ કરી આપવાની છે. આ સંસ્થાની અમુલ્ય સેવા મારા મનમાં તો વસીજ છે. આ સંમેલનમાં તમારૂં ધ્યાન ખેંચવામાં મારો હેતુ છે. તે મુસલમાનની કેળવણીમાં રસ લેનારાઓને ત્યાં જઇ જોઇ આવવાનો આગ્રહ કરવાનો છે. તે જોઇ સારા હીદમાં તેવી સંસ્થાઓ કેમ ઉભી ન કરી શકાય એ પણ વીચારવા જેવું છે. ધર્માદા ફંડનો આજ સારામાં સારો ઉપયોગ છે."

આ અમારા નજીવા પ્રયાસો છે. કેટલાક ચવાતા શુભ વીચારો હવે યાદ દેવડાવું છું. અમારા શીક્ષકો માટે 'પ્રોવીડન્ટ ફંડ' પધ્ધતી દાખલ કરવા અમારો ઇરાદો છે. અરબીકને પ્રાચીન ભાષા (Classical Language) તરીકે રાખવી છે. ઉર્દૂ ઐચ્છિક ભાષા તરીકે રાખી શરૂઆત કરી છે.

વાંચક વર્ગ સાહેબો તમોએ ઉપર લખી જણાવેલા જુદા જુદા લખાણો ઉપરથી રાંદેરવાસી અહલે સુન્નત વલ જમાઅતના વોહરા કૌમની સંજ્ઞાતો કરી લીધી હશે, પરંતુ હવે તમો સાહેબોને રાંદેરવાસી વોહરા કૌમના પુર્વજોએ જે સાહસિક કામો કર્યા હતાં, જે ઉપરથી આજે રાંદેરવાસી વોહરા કૌમને કીર્તિ જાળવી અને આજે હિન્દુસ્થાનના મોટા મોટા શેહરોમાં તેમજ ગામડાઓમાં ધર્માદા કામો પ્રત્યે પ્રખ્યાત થઇ રહયા છે. રાંદેરવાસી વોહરા

કૌમના પુર્વજો ઘણાજ ભોલા ભાલા, નીતિમાન ઐકયપણાથીં ભરેલા પરોણાઓની નિઃસ્વાર્થ રીતે સ્વાગતા કરનારાઓ, અન્યાયના દુશમન, ન્યાયના મિત્ર, ધર્મચુસ્ત અને સાહસિક હતાં. તેઓના કાળમાં હજી લગણ રેલગાડી તથા સ્ટીમર વગેરાની સોધ થયેલી નહોતી, તેવા સંકટ ભરેલા કાળમાં પગડનડી તેમજ જળમય લાંબી લાબી છ છ સાત સાત માસની મુસાફરીનો શ્રમ ઉઠાવીને વેપાર અર્થે બ્રહ્મ દેશમાં તેમજ સીયામ, જાવા, આફ્રીકા, અરબ, ચીન ઇત્યાદિ સમુદ્ર પારના પરદેશોમાં જઇ ત્યાં વરસો સુધી રહીને ત્યાંના અજાણ લોકો સાથે સારી વર્તણુક ચલાવીને અને તેઓના તરફના કેટલાક સંકટ ભરેલા દુઃખોને સહન કરીને તેઓના મન જીતી લઇને તેઓ સાથે પ્રેમભાવ ઉત્પન્ન કરવો એ કાંઈ સાધારણ વાત અથવા બાબત નથી. બ્રહ્મ દેશમાં જઇને બ્રહ્માં કૌમના રાજકર્ત્તાની દરબારમાં પ્રધાન પદ પ્રાપ્ત કરવું. સીયામ દેશમાં ત્યાંના રાજાની દરબારમાં રસાઇ કરવી અને તેના એજન્ટ બનીને પ્રદેશના તેના કામકાજો કરી દેવા અને અમીર ઉમરાવના પદ તેના દરબારમાં સંપાદન કરવા. આફ્રીકા દેશમાં જઇ ત્યાંના ટાપુઓમાં વસવાટ કરી ત્યાંના રાજકર્ત્તા હબસી કૌમના રાજાની છોકરી સાથે પરણીને રાજા બની જાવું. વહાણોની નોકરીમાં કેપટન (નાખુદા)ની પદવી તેમજ માલમની પદવી, ખલાસીના સરદાર તરીકેની પદવી વગેરા પ્રાપ્ત કરવી, સ્થળ માર્ગે ડાકુઓ સાથે મુકાબલો કરવો, જળમાર્ગે ચાંચીઆ ચોરો સાથે મુકાબલો કરી કેટલાક ઇંગ્રેજોનો જાન બચાવીને ઇસ્ટ ઇન્ડીયા કું૦ પાસેથી સોનાના મેડલ પ્રાપ્ત કરવા ઇત્યાદિ પરાક્રમો કરી ગયા હતા, જેના સુંદર ફળો ફળ પુલિત થઇ તેઓની ઉધરતી ઓલાદોને સફળતા થઇ, પરંતુ હવે આ ઉધરતી ઓલાદની પણ ફરજ છે કે તેઓ પોતાના પુર્વજો સમાન સાહસિક કાર્યો તેમજ તેઓ સમાન પરાક્રમી બનીને પોતીકી ઉધરતી ઓલાદ માટે તેઓના જેમ સુંદર ફળોની યાદગારી મુકી જાય તોજ તેઓ

પોતીકા પુર્વજોના સુપુત્ર કહેવાય માત્ર રમત ગમત તેમજ મોજ મજામાં દીવસો ગાલી મોજમજા અર્થે નામ કાઢવું, પુર્વજોના આપેલા દાન એટલે તેઓના કીધેલા ધર્માદા ફન્ડમાંથીજ માત્ર ખરચ કરી નામના કાઢવી એનું નામ મરદાઇ નથી. મરદાઇ તો તેનુ નામ કે પોતે પણ પોતાના પુર્વજો સમાન સાહસ કરી બતાવવું. વાંચનાર સાહેબો આ લખ્યાથી મારો હેતુ માત્ર હમદર્દી તરીકે છે. કોઇપણ સાહેબના ઉપર ટીકાકારી નથી લોકચર્ચા રીતે સુચના રૂપી લખી જણાવું છું. રાંદેરમાં હજુ લગણ ખુદા પાકનો ફઝલ છે. ઘણા નવજવાનો પોતાના પુર્વજો સમાન સાહસ કરી રહયા છે. અને હવે પછી પણ ઘણા ખરા કરશે એવી ખુદા પાકથી આસા છે. અને સાહસ કરનારાઓની એક લીસ્ટી ઇશ્વર ઇચ્છા છે તો પાછળા ભાગમાં લખી જણાવીશ.

રાંદેરમાં વખતો વખતના અનુસારે જે જે બાબતો અથવા વસ્તુઓની જરૂરત પડતી ગઇ છે. તેને પુરી કરી દેવા માટે ખુદાના કરમો ફઝલથી રાંદેર નિવાસી વોહરા કૌમના સદ્ગ્રહસ્થો તરફથીજ આવતી રહે છે, જેનું વર્ણન વાચક તમો આગળ ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ ઉપરથી રાંદેર તથા વોહરા કૌમની હકીકતનું જે લખાણ હમોએ લખી જણાવેલું છે. વાંચી ગયા હશો, પરંતુ તેમાં મોટે ભાગે કેટલીક બાબનોનો ખુલાસાઓ લખી જણાવેલા નથી હોવાને લીધે અત્રે હું લખી જણાવું છું. મનુષ્ય જ્યારે પોતાની કિશોરાવસ્થામાં આવે છે. ત્યારે તેને વિદ્યા પ્રાપ્ત કરવાની જરૂરત લાગે છે. ઇશ્વરની જિજ્ઞાસા થાય છે તેમજ પોતીકા જનમારાને આ જગતમાં સુખાકારીથી કેમ વિતાવવો તેના વીચારો તેના હ્રદયમાં નિત્ય રમતા રહે છે. તો એ સર્વેની ખરી જાણ કરવા માટે વિદ્યાની જરૂરત છે. તો રાંદેર કસબાને હાલના ચાલુ વર્તમાનમાં આખા સુરત જીલ્લામાં બલકે અમદાવાદ સુધીમાં વિદ્યાભ્યાસનું ધામ ગણવામાં આવે તેમાં નવાઇ જેવું નથી કારણકે રાંદેરમાં જે ધર્મ સંબંધી મદ્રેસાઓ છે તેમાં

ઉચામાં ઉચી અરબી ભાષામાંની કેળવણી દેવામાં આવે છે. તેમજ વ્યવહાર સંબંધી વિદ્યાલયોમાં પણ હાઇસ્કુલના દરજાની નીશાળ મોજુદ છે જેમાં ગુજરાતી તથા ઇંગ્રેજી ઉચા પ્રકારની કેળવણી દેવામાં આવે છે. વળી હાલમાં થોડા વખત ઉપર એટલે સને ૧૯૨૩ અને સને ૧૩૪૨ હીજરીના સાલથી રાંદેરમાં ઘણાજ મોટા પાયા ઉપર રાંદેર નિવાસી વોહરા કોમના સદ્ગ્રહસ્થ મી૦ હાજી મોહંમદ ઇસમાઇલ આરેફ મેહતર તરફથી કન્યાશાળા ચાલું કરવામાં આવી છે. આ કન્યાશાળાનું મકાન એક બાદશાહી બાંધણી સમાનનું છે. ઘણું વિસ્તાર અને સુંદર ફરનીચરોથી સજાવવામાં આવેલુ છે. વળી મકાનની બાજુમાં ખાલી જગ્યા જે હતી તેને ચારે બાજુથી દીવાર ઘેરી લઇ ત્યાં કન્યા વિદ્યાર્થી-ઓમાં તે રમત ગમતની ગોઠવણ પણ કરી દેવામાં આવેલી છે. મજકુર મદ્રેસામાં ધાર્મિક તેમજ વ્યવહારિક કેલવણી માટે લાયક ઉચા પગારની ઉસ્તાનીઓ રાખવામાં આવેલી છે જે ઉસ્તાનીઓની લાયકાત વિષેની પ્રસંસા પુર્વક ચાલુ સાલ સને ૧૩૪૪ હીજરીમાં ભોપાલ રાજ્યના તરફથી રાજ્યના શહેર તથા ગામડાઓમાં સ્ત્રી કેળવણી ખાતાના અધ્યક્ષ તરીકે નેમણુક થએલા બાનુ આબરૂ બેગમ મૌલાના અબુલ કલામના બહેન મજકુર કન્યાશાળામાં કેળવણી લેતી કન્યાઓની વાર્ષિક પરિક્ષા માટે રાંદેર પધાર્યા હતા તે વખતે પુરતી તપાસ લઇને વખાણ કર્યા હતા, જેની નોધ ઉર્દુ માસિક ચોપાન્યા તથા વર્ત-માન પત્રોમાંથી ખિલાફતમાં તથા અમરતસરથી પ્રગટ થતા નુર જહાન નામના માસિક ચોપાન્યામાં તેમજ લાહોરથી પ્રગટ થતા પ્રખ્યાત તાહજીબુન નિસવાન નામના ચોપાન્યામાં નોંધ લેવામાં આવેલી છે. રાંદેરમાં જુદા જુદા સમય જે જે વિદ્યાલયોની તેમજ તેના વ્યવસ્થાપકોની ટુક નોંધ વાંચનારાઓની જાણ માટે લખી જણાવું છું.

સર્વથી પ્રથમ સને ૧૭૮૯ ઇ૦ અને સને ૧૨૦૪ હી૦ ના

સાલમાં રાંદેર ખાતે ઇસ્લામ ધર્મના પવિત્ર કુરઆન શરીફ તથા ધાર્મિક શરૂઆતની અગત્યની કેલવણી માટેના મદ્રેસાની સ્થાપના કરવામાં આવેલી જેના વ્યસ્થાપકો વોહરા કોમના સદ્‌ગ્રહસ્થ બેજ જણા હતા જેની હકીકત. મદ્રેસા—એ—મોહંમદીયા પીપરડીવાલાના એહવાલમાં આવી ગએલી છે. તે પછી સને ૧૮૬૬ ઇ૦ મા ઉપર લખી જણાવેલા મદ્રેસા પીપરડીવાલાની સ્થાપના થઇ હતી અને એ પ્રથમ સને ૧૨૮૮ હી૦માં મદ્રેસા અશરફીયાની સ્થાપના થઇ હતી જેના વ્યસ્થાપક મરહુમ હાજી ઇસમાઇલ અશરફ સાહેબ હતા. આ મદ્રેસામાં અરબી, ફારસી, ભાષાની ઉચા પ્રકારની કેલવણી દેવામાં આવે છે. હાલમાં આ મદ્રેસામાં હજરત મૌલાના શેખુલ હિન્દના અનુયાયીઓમાંથી મૌલવી ઉજરે ગુલ નામી અરબીના હેડ માસ્તર તરીકે પઢાવે છે, એ વતશોક કસબાના છોકરાઓને કુરઆન શરીફ ઇત્યાદિ જરૂરીયાતે દીનની કેળવણી પણ દેવામાં આવે છે. આ મદ્રેસામાં ઘણું કરીને સુરત જીલ્લાના અમારા સ્વજ્ઞાતી અહલે સુન્નતવલ જમાઅતના લાવારેસ તથા ગરીબ બાળકોને મદ્રેસા તરફથી ખાવું પીવું તથા કપડા લત્તા દઇને પઢાવવામાં આવે છે. વળી આ મદ્રેસાની સને ૧૯૧૪ ઇ૦ ના સાલમા હાજી કાસમ મોહંમદ અશરફ એંગલો વર્નાક્યુલર કમરશ્યલ સ્કુલ નામની શાખા પણ કાયમ કરવામાં આવેલી છે. તે પછી રાંદેરમાં વખતો વખતના અનુસારે ખુદાપાકની મેહરબાનીથી રાંદેર વાસીઓને. રાંદેર મેહફીલે ઇસ્લામ કુતુબખાના તરફથી સને ૧૯૦૨ ઇ૦ના સાલમાં એંગલો વર્નાક્યુલર ઉર્દુ સ્કુલની સ્થાપના થઇ હતી અને સર્વેથી છેલ્લા મોરા ભાગળ ઉપર આવેલા મદ્રેસાએ મોહંમદીયા અરબીઆ ઇસ્લામીયાની થઇ હતી. આ મદ્રેસા ચંદા ઉપર આધાર રાખી ચલાવવામાં આવે છે. આથી કેટલાંક અંજાણ સાહેબો એમ સમજી બેઠા છે કે રાંદેર જેવા સાહસિક અને ધર્માદા ફન્ડના ખાતાઓ ધરાવનાર આવો એક મ્હોટો રાંદેરના ધર્માદા ખાતાઓ તરફથી તેમજ ઉદાર દીલના

સેઠયાઓ પોતીકી જાતી ખરચથી ચલાવી શકતા નથી બહાર ગામના લોકો પાસેથી ચંદો લેવાની જરૂરત પડે છે. આવા અંજાણ સાહેબો ઉપર સુર્યના પ્રકાશ સમાન રોશન થઇ જાય કે પ્રથમ તો તમો સાહેબોને મજકુર મદ્રેસાની ખરી હકીકતની ખબર નથી કે આ મદ્રેસો સ્થાપનાર કોણ અને શા કારણે સ્થાપવામાં આવ્યો માટે એની હકીકતથી પણ તમોને વાકેફકાર થવાની જરૂરત છે જો તમો સાહેબો એની ખરી હકીકતથી જાણકારક થઇ જશો તો ઇશ્વર ઇચ્છા છે. તો તમારા હ્રુદયમાં લેસ માત્ર પણ સંદેહ રેહવા પામશે નહિ. રાંદેરમાં ધાર્મિક તેમજ વ્યવહારિક વિદ્યાલ્યો વિષેની જાણ તો વાંચનાર તમો સારી રીતે કરી ગયા છો માટે કરી તેનો વધુ ખુલાસો કરવાની અગત્ય નથી. મોરા ભાગળ ઉપર આવેલા મદ્રેસા મજકુરના મુળ વ્યવસ્થાપકો રાંદેરવાસી મરહુમ હજરત મૌલાના કારી હાફેઝ ઇસમાઇલ સાહેબના છોકરાઓ મોલવી ઇબ્રાહીમ તથા મોલવી મોહંમદ હુસેન સાહેબ છે જેઓએ પોનાના અભ્યાષ લીધેલા ધર્મ સંબંધી વિદ્યાનો ફેઝ પોંહચાડવા અર્થે મજકુર મદ્રેસો ચલાવે છે. મજકુર મદ્રેસો રાંદેરવાસીઓના કેહવાથી અથવા ખાસ કરી રાંદેરવાસીઓના અગત્યની ખાતર સ્થાપવામાં આવેલો નથી મજકુર મદ્રેસો ફેઝે આમ છે. એટલે એમા જે કોઇ પણ ચંદા તરીકે મદત આપે છે, તો તેના લાભ અર્થે આપે છે. તેમાં એક બીજા ઉપર કોઇનો પણ ઉપકાર કે સીપાડુ નથી ખરૂં પુછતા તો મજકુર મદ્રેસામાં રાંદેરવાસીઓ તરફથી મોટામાં મોટી રકમો દેવામાં આવે છે. જેની ખરી હકીકત મજકુર મદ્રેસાના વાર્ષિક રીપોર્ટને તપાસી લેતા ખુલ્લી રીતે જણાઇ આવશે, તેમજ રાંદેર કસબાના દરેક મુસલમાનો માટે ધર્મ સંબંધી અગત્યની કેલવણી લેવા માટેના નાના મદ્રેસાઓ તો ડગલે અને પગલે છે. આવા નાના મદ્રેસાઓનો નીભાવ પણ રાંદેરવાસી વોહરા કૌમના સદ્ગ્રહસ્થો તરફથીજ ચાલુ છે. ઇશ્વરની કૃપાથી ચંદો કરવાની

જરૂરત પડતી નથી. સ્કુલ તથા મદ્રેસાઓ વતરીક બીજા જાહેર ખાતા ઓષધાલ્યો નદીને કાંઠે પાણીના ઓવારા તેમજ જગે જગ સાર્વજનિક લાભ માટે પાણીના નલો બત્તીની રોશનીઓ પુસ્તકાલય ધર્મશાળા ઇત્યાદિ દરેક બાબતો વોહરા કોમના ઉદાર સદ્ગ્રહસ્થો તરફથી કરી દેવામાં આવેલી છે. અને વખતો વખત કરી દેવામાં આવે છે. રાંદેરમાં આવનાર મુસાફરો માટે ત્રણ દીવસ સુધી દરેક મુસાફરની તે પછી પૈસાદાર હોય કે ગરીબ રાંદેર હીમાયતે સલામ તરફથી સ્વાગત કરવામાં આવે છે. મજકુર ખાતાના મકાન સામે મસજીદ છે. તેમાં આવનાર મુસાફરને સુવા બેસવાની સગવડ પણ કરી દેવામાં આવેલી છે. તે વતરાક મજકુર ખાતાના તરફથી ગરીબ તેમજ લાવારેસના મૈયત ને કફન દફન કરવાનો ખરચો પણ ઉઠાવી લેવામાં આવે છે. તે નવ મુસ્લીમની ખત્તના તેમજ તેને અગત્યની ધાર્મિક કેળવણી દેવા માટેનો તેમજ ઇત્યાદિ ધાર્મિક કામકાજ અર્થેનો કુલ ખરચ મજકુર ખાતાના તરફથી કરવામાં આવે છે. એના નીભાવ ફન્ડ માટે જુદા જુદા વોહરા સ્વજ્ઞાતિના સખીવજુદો તરફથી વખતો વખત મદત દેવામાં આવે છે તેમજ જાથુક રકમ પણ દેવામાં આવેલી છે. જેમાંથી મોટામાં મોટી જાથુક રકમ દાખલી વંશના રાંદેરના રેહવાસી વોહરા કોમના સ્વજ્ઞાતી સદ્ગ્રહસ્થ સખી વજુદ મરહુમ મોહંમદ ઇબ્રાહીમ દાખલી તરફથી દેવામાં આવેલી છે. મરહુમ મોહંમદ ઇબ્રાહીમ દાખલી સાહેબે કીધેલા ધર્માદા ફન્ડનું મકાન હાલમાં રંગુન ખાતે લુઇસ સ્ટ્રીટમાં ઘણુજ શાનદાર રૂ૦ એક લાખને પચ્ચીસ હજારનો ખરચ કરીને બનાવવામાં આવ્યું છે જેની આસરે રૂ૦ ૮૦૦ થી કે ૯૦૦) સુધીની માસિક આમદની મળે છે. જેમાંથી ખરચો તથા રીઝર્વ ફન્ડના રૂ૦ બાદ જતાં બાકીના રૂ૦ બે વિભાગે વેહચી દેવામાં આવે છે એક ભાગ રંગુન સુરતી મદ્રેસામા જે કે રાંદેર સુન્ની વોહરા કોમના તરફથી મોગલ સ્ટ્રીટમાં સુરતી મસજીદ સામે બનાવવામાં આવેલો

છે તેમાં દેવાય છે. અને બીજો ભાગ રાંદેર હીમાયતે ઇસ્લામમાં દેવામાં આવે છે. મરનારે માત્ર આ બેજ ખાતાને વારેસ બનાવેલા છે. ખુદા પાક મરનારને ગરીકે રહમત કરે આમીન. મજકુર હીમાયતે ઇસ્લામનું ખાતુ રાંદેર મેહફીલે ઇસ્લામ કુતુબખાનાનું પેટા ખાતુ છે. રાંદેર મેફીલે ઇસ્લામ કુતુબખાનની સ્થાપના સને ઇ૦ ૧૮૮૮ના સાલમાં વોહરા કૌમના સ્વજ્ઞાતીઓ તરફથી કરવામા આવી હતી. મજકુર પુસ્તકાલયમાં હાલ આસરે પાંચ હજાર પુસ્તકોનો સમુદાય મોજુદ છે. જેમાં ઇતિહાસિક તથા ધાર્મીક તેમજ હુન્નર ઉદ્યોગ અને દન્ત કથા ઇત્યાદિ પરચુરણ પુસ્તકોનો સમાવેસ છે. તે વતરોક મ સિક ચોપાન્યા તથા રોજીન્દા વર્તમાન પત્રો તથા અઠવાડિક ન્યુસ પેપરો ગુજરાતી ભાષાના તેમજ ઉર્દુ ઇંગ્રેજી ભાષાના ચાલુ છે; જેનો લાભ કૌમના સભાસદો વતરોક સાર્વજનિક પ્રજાના લોકોને પણ લેવા માટેની છુટ છે. પુસ્તક શાળા વતરોક વોહરા કૌમની સ્વજ્ઞાતીના લોકો તરફથી જુદી જુદી પ્રકારના સંસ્થા પણ મોજુદ છે. રાંદેર જીમખાના રમત ગમત તથા મોજમજા અર્થેનું છે મજકુર સંસ્થાન શહેરના બહાર આવેલુ છે. જેમાં એક તરફ ખુલ્લુ મેદાન અને અને બીજી તરફ ફળ ફળાદી તથા પુલ પાનના વૃક્ષોથી સજેલો સુંદર બાગ આવેલો છે. મજકુર બાગમાં ગરમીની મોસમમાં વિશ્રામ અર્થે સ્વજ્ઞાતીના લોકો સારો લાભ ઉઠાવે છે. શહેરમાં વોહરા કૌમ તરફથી વ્યવહારિક સમાજોની સંસ્થા ચાર જુદા જુદા નામે પ્રખ્યાત છે. રાંદેર ઇસ્લામ કલબ, રાંદેર મજમઉલ અહબાબ, બ્રધરહુડ, મજકુર ત્રણ જુદી જુદી મંડળીઓ વખતો વખત ઉજાણી તથા પરોણાઓના આદર સત્કાર અર્થે ચાલુ છે. ઉપર લખી જણાવેલી ત્રણે જુદી જુદી સમાજો રાંદેર સુન્ની વોહરા સ્વજ્ઞાતીના લોકોની છે જો કે ત્રણેનો હેતુઓ એકજ છે. પરંતુ આયુષ્ય અર્થે ત્રણ જુદા જુદા વર્ગોમાં ચાલુ છે એટલે પહેલા વર્ગમા વૃધ્ધાવસ્થાના લોકો સભાસદ છે. બીજા વર્ગની સમાજમાં



☞ રાંદેર મેહફીલે ઇસલામ કુતુબખાના (લાઇબ્રેરી.) ☜

અધેડ ઉમરના અને ત્રીજા વર્ગની સમાજના તરૂણ તથા કિશોરાવસ્થા સભાસદોનો સમાવેસ થાય છે. ચોથી સમાજ રાંદેર સુન્ની વોહરા કોમની પંચાતના નામે ઓળખાય છે. મજકુર મંડળી રાંદેર સુન્ની વોહરાઓના મુળ પુર્વજોએ સ્થાપી હતી. મજકુર સ્વજ્ઞાતિ સમાજના હેતુઓ નીચે મુજબના છે. આજથી ઘણા લાંબા વખત ઉપર આસરે બસોથી ત્રણસો વર્ષનો વખત વિતવા આવે છે. મારી જાણ મુજબ અથવા કાંઇ વધઘટ 'ઉપર લખી જણાવેલી મંડળી રાદેરવાસી અહલે સુન્નત વલ જમાઅતના વોહરા કોમના સ્વજ્ઞાતિના પુર્વજોએ જ્યારે સ્થાપના કીધી હતી તે વખતે રાંદેરમાં રેહતા દરેક સ્વજ્ઞાતિના સભાસદ બંધુઓ મજકુર મંડળીમા સામેલ થઇ શકે છે. પરંતુ તે વખતના કેટલાક પર્વજોને પોતાના વીચારો મુજબ આ મંડળીમાં સામેલ રેહવા માટે વાજબી નહી લાગતા ના પાડી જેથી કરી તે વખતના મજકુર વ્યવસ્થાપકોએ સોસાઇટીના કાયદા કાનુનો મુજબ કાયદેસર સભાસદોમાં અને ગેર સભાસદોમાં સોસાઇટીમાં થતા લાભદાયક કાર્યોના લાભ અર્થે તફાવત રાખ્યો હતો. લાભકારક કામો અને બાબતો એ હતી કે સ્વજ્ઞાતિમાં વખતો વખત ખુશી તેમજ ગમીના અવસરે જે ખાવાપીવાના ખરચો થાય છે તે વખતે વાસણ કુસણ તથા પાથરવાના બીછાણા ઇત્યાદિ વસ્તુઓની મોટા પરમાણમાં જરૂરત પડી આવે છે, માટે મંડળી તરફથી એનો બંદોબસ્ત થવો જોઇએ. હાજર રહેલા દરેક સભાસદોએ સર્વાનુમતે એ મુજબના ઠરાવ પસાર કર્યો કે દરેક સભાસદે પોતપોતાની યથાશકિત મુજબ મંડળીમાં બધી વસ્તુઓ ખરીદ કરવા અર્થેના ફાલામાં રકમ આપવી તે પછી તાંબાના તેમજ ચીનીકામના વાસણો તથા ઇત્યાદિ ખપતી વસ્તુઓ મંડળી હસ્તકે ખરીદ કરવામાં આવી અને તેના નીભાવ માટે દરેક વસ્તુનું ભાડું ઠેરવવામાં આવ્યું અને સભાસદો વતરોક બીજા લોકો જો ભાડે લેવા

આવે તો તેઓ પાસેથી કાંઇક અમુક રકમ વધારે ભાડું લેવું પછી તે પ્રજ્ઞાતિનો હોય કે સ્વજ્ઞાતિનો એવીજ રીતે તે વખતના પુર્વજો વ્યવસ્થાપકોએ સોસાઇટીના લાભ અર્થે સુક્ષ્મદ્રષ્ટિ પુર્વક સોસાઇટી કૌશલ્યતાની પરિસ્થિત તરફ નજર દોડાવતા મર્મમાળ ગોઠવણુ અર્થે એવો ઠરાવ પણુ પસાર કર્યો હતો કે હવે પછી આપણા સ્વજ્ઞાતિ બંધુઓ જેઓએ આપણી મંડળીમાં સભાસદ થવા માટે નકાર કર્યો છે તેઓને તેમજ સુરત જીલ્લાના આસેપાસેના ગામોમાં રેહતા આપણા સ્વજ્ઞાતિ ભાઇઓ રાંદેરમાં આવીને રાદેરના વતની તરીકે આવી વસવાટ કરે તેઓને પણ આપણી સોસાઇટીમાં સભાસદ તરીકેનો હકક લાગુ પડી શકે નહી પરંતુ તેઓએ બીજી દરેક બાબતોમાં જે કે સ્વજ્ઞાતિ સંબંધેની છે. છુટાપણું રાખ્યુ હતું એટલે વેવા સાદીમાં એક બીજાને ત્યાં જવા માટેનો તેમજ છોકરા છોકરીને દેવા માટેનો નિર્બંધ કર્યો ન હતો તેમાં દરેક વંશજોના માણુસોને પોતપોતાની સ્વઇચ્છા ઉપર આધાર હતો તે પછી પુર્વજોના સ્વર્ગવાસી થઇ જવા બાદ એક લાંબી મુદદતે આજથી દસ બાર વર્ષ ઉપર એટલે સને ૧૯૧૨ અથવા તેર ચૌદમાં રાંદેર નિવાસી વોહરા કૌમની એક ભવ્ય સભા મળી હતી. તેમાં પુર્વજોના વખતથી કે મજકુર સભા મળી ત્યાં સુધીના જે જે વંશજોના લોકો એટલે સ્વજ્ઞાતિ વંશજોના લોકો રાદેરમાં આવીને રાંદેરના વતની તરીકે વસેલા હતા તેઓને સોસાઇટીમાં દાખેલ કરી લેવામાં આવ્યા હતા અને તે વખતની ભવ્ય સભાએ સર્વાનુમતે પાછો પુર્વજો સમાન કૌમની મર્મ માળ કૌશલ્ય ગોઠવણો ઉપર નજર દોડાવતા ઠરાવ કરી દીધો હતો કે હવે પછી રાંદેરમાં આવી રેહનાર આપણા સ્વજ્ઞાતિ બંધુને અથવા તેઓના વંશજોના સભાસદોને મજકુર રાંદેર સુન્ની વોહરા પંચાત સોસાઇટીમાં દાખેલ કરવા નહી. બાકી પ્રથમ સમાન બીજી દરેક બાબતમાં તેઓ સાથે છુટા પણુ રેહશો તેમાં સ્વજ્ઞાતિ અર્થે નિર્બંધ કર-

વામાં આવેલો નથી આવી કૌમી તેમજ સોસાઇટીની કેટલીક પોલિટીકલ પોલેસી અર્થે રાંદેર નિવાસી વોહરા કૌમના સ્વ જ્ઞાતિઓએ જે ગોઠવણો કરી રાખી છે. તે માટે કરી કેટલાક હમારા સ્વજ્ઞાતિ આજુબાજુ ગામમાં રહેતા બંધુંઓ અંજાણ પણે એમ સમજી બેઠા છે કે રાંદેરવાસીઓ હમોને હલકા ગણે છે. આવા વીચાર રાખનાર સાહેબો પોતે જગતની ઇતિહાસિક બાબતોથી તેમજ દીન પ્રતિદીન જગતના સુધારા અર્થેની રૂઢીઓથી તદન નાવાકેફ હોવાને લીધે કરી ભુલભરેલી સ્થિતિમાં પડેલા છે, જેથી આવી બાબતોમાં માઠુ લગાડે છે. ખરૂં જોતા એમાં માઠુ લગાડવા જેવું કાંઇએ નથી ખાત્રી માટે હમારા મજકુર પુસ્તકમાં લખી જણાવેલા દીબાચામાં લખી જણાવેલા નંબર વારી લખાણોને શરૂથી કે છેવટ સુધી વાચી જુઓ તે પછી મજકુર પુસ્તકના પૃષ્ટ (૫)થી નંબર (૧૧) વિષેનું જે લખાણ લખવામાં આવેલું છે તે તેમજ નંબર (૧૨)નુ જે લખાણ પૃષ્ટ (૨૯)થી જે શરૂ થાય છે તેને નીરાત જીવે બે ત્રણ વાર વાચીને તે ઉપર વીચાર દોડાવશો તો ઇનશા અલ્લા જો તમારામાં સમજ શકિતનો સંપુર્ણ સમાવેસ હશે તો જગતમાં વસવાટ કરતી દરેક જુદા જુદા દેશો તથા નગર કસબાઓમાં રેહનાર એકજ સ્વજ્ઞાતીના લોકો જેઓ કે જગતની સુધરેલી તમદ્દુન એટલે વખતો વખતના વિકાર અર્થે સુધારામાં આવેલી રૂઢી રીવાજ મુજબ શેહરી જીન્દગાની વિતવવાના કાયદા કાનુનો મુજબ વસવાટ કરી રહયા છે. તે ઉપર બારીકીથી નજર દોડાવી જોતા જણાઇ આવશે તો તે ઉપરથી રાંદેરવાસીઓની કારકિર્દી ખોટી જણાશે નહી. બાકી રહી અદેખાઇ તો એનો ઉપાય કરવા માટે મજકુર પુસ્તકના પૃષ્ટ (૬)થી (૭) સુધીનું વાચી લેશો તો ઇનશા અલ્લા અદેખાઇના ઝેરી રોગથી જો તે ઉપર અમલ કરશો તો આરોગ્ય મેળવશો. જેનો ફેસલો ખુદાવન્દ તાઆલા એજ કરી દીધેલો છે. છતાં શેખ સાદી (રહ)ની કે વાત મુજબ કે,

("ગર ન બિનદ બરોજ શપપરા ચશમ.)
(ચશમે આફતાબ રા ચે ગુનહા)

અર્થ "ચામ ચીડી તથા વનવાગોળ નામના પક્ષીની નેત્રો દીવસના સુર્યના પ્રકાશને જોઇ શકિત નથી તેમાં સુર્યનો શું" દોષ કિર્તી તથા માન આબરૂ એક બીજા ઉપર ઇશ્વરની કૃપા ઉપર મુલતવી છે. જુવો ખાત્રી માટે સુરા નીસાની ૩૦ મી ૩૧ મી આયત જેનો તરજુમો મજકુર પુસ્તકના પૃષ્ટ ૭ મે લખી જણાવેલો છે રાદેરવાસીઓ પોતીકા સ્વજ્ઞાતિ બંધુઓ અહલે સુન્નત વલ જમાઅતના વોહુરા કોમના લોકોને જેઓ જુદા જુદા ગામોમાં તેમજ કસબાઓમાં વસવાટ કરી રહયા છે. તેઓને માનની દ્રષ્ટિથી જુવે છે. તેઓને પોતીના સ્વજ્ઞાતી બંધુ સમજે છે. તેઓ સાથે પ્રેમ અને ભ્રાતભાવ રાખે છે. એક બીજામાં છોકરા છોકરીનું લેવણ દેવણ કરવાને બધુ સમજતા નથી છતા રાંદેરવાસીઓ ઉપર ખોટો સંદેહ રાખતા અપવાદ મુકવો એ કેવું લજવાવવા સમાન છે, ખેર ખુદાવન્દ તાઆલા આપણા સર્વે બંધુઓમાં એકબીજા સાથે પ્રેમભાવ તથા ઐકયતા ભાવનો ગુણનો સમાવેસ કરી દે અને આપણી કોમની ઉન્નતી કરે એવી મુજ નાચીજ સેવકની ખરા અંતઃકરણ પુર્વક દુઆ છે. આમીન.

કેટલાક આપણા સ્વજ્ઞાતીના અમુક જુદા જુદા વંશજોના લોકો તે પછી એકજ શહેર અથવા ગામ તથા કસબામાં વસવાટ કરનારાઓ એક બીજામાં છોકરા છોકરીની સગાઇ કેટલાક કારણોસર પોત પોતાના સ્વજાતી લાભ અર્થે કરતા નથી અને એ બાબત એટલા ઉપર આવીને અટકતી નથી ઘણી. વાર પોત પોતાના સગા ભાઇઓ તથા સગા કાકાઓ તથા સગા મામાઓ ઇત્યાદિ વંશના સગોત્રીના લોકો પોત પોતાના જુદા જુદા વીચારો તથા લાભ તથા નુકશાન અર્થે લગનની સગાઇ નથી કરતા તો શું? આથી સ્વજ્ઞાતિના લોકો ઉપર તેનો દોષ લાગુ પડે? કદી નહી. રાંદેરમાં આ બાબત વિષે કોઇ



મસ્જીદ કુવ્વતે ઇસલામ અને મરહુમ શેઠ હાજી આંઝમ ગુલામહુસેન

પીપરડી ચેરીટેબલ ડીસ્પેન્સરી, રાંદેર.

પણ જાતનું બંધારણ નથી. છોકરા છોકરીની સગાઇ કરવા વિષેની બાબત કઠિન છે, કારણકે સગાઇ થઇ જવા પછી આખી ઉમર તેની સાથે સુખ દુઃખ અર્થે વિતાવવાનું છે માટે માત પિતાના તેમજ છોકરા છોકરીના વીચારો ઉપર પોત પોતાના લાભ અર્થે પ્રથમથીજ સમજી બુજીને સગાઈ કરે જેથી પાછલ જતા અણબનાવ નહી થવા પામે તો શું આવા લાભો પ્રત્યે જે વંશજોના લોકો એકબીજાની સાથે સગાઇ નહી કરે તો તે વિષે આવા સંકોચિત વીચાર પોતાના હૃદયમાં રાખવા એ ડહાપણથી વીરૂધ્ધ કેહવાય. તે પછી આ સ્થળે એક બીજી બાબત પણ યાદ આવી ગઇ તેનો પણ ખુલાસો લખી જણાવું છું કે, કેટલાક મારા સ્વજ્ઞાતી તેમજ સ્વ વંશજોના બંધુઓ તેમજ બેહનો જેઓની માતાઓ વિદેશની છે, એવા મારા ભાઇબેનો ઉપર પ્રકાશીત થઇ જાય કે તમારે સાથે પણ કોઇ જાતનો અંતર નથી. તમોને પણ એક સરખાંજ ગણવામાં આવે છે. આપણા પુર્વજોમાં ખચીત એ વિષેની ચર્ચા હતી પરંતુ હવે તે બાબત સદન્તર રેહવા પામેલી નથી. આવા વંશજોમાં પણ છોકરા છોકરીના સગાઇ અર્થેનો વ્યવહાર ચાલુ થઇ ગયો છે માટે મારા આવા સ્વજ્ઞાતી બંધુંઓને પણ સંકોચ પણાથી વેગળે રેહવું જોઇએ. ઇસ્લામ ધર્મમાં ઓલાદ માતાથી ગણાતી નથી પિતા ઉપર તેનો આધાર છે. જે કોમનો પિતા હશે તે કોમના તેઓ સ્વજ્ઞાતી બંધુઓ બ્હેનો ગણાશે માટે તમારા ખોટા વીચારોને તમારા હૃદયમાંથી કાઢી નાખીને તેની જગ્યાએ પવિત્ર વીચારોનો સમાવેશ કરી દો, તમો એ વિષે વિચાર કરી જોશો તો જણાઇ આવશે કે કોમપણામાં સ્વજ્ઞાતીપણામાં સગાઇપણામાં હીસ્સા વારસાપણામાં કોઇપણ [illegible] 'હક્કપણા'માં ઇત્યાદિ બાબતોમાં શું, તમોને [illegible] હક્ક ઓછો આપ્યો છે? દરેક બાબતમાં હક્ક એક સરખોજ [illegible] હુકમ મુજબ [illegible]માં આવેલો

છે. ત્યારે સાબેત થઇ ગયુ કે તમારી સાથે સ્વજ્ઞાતી તેમજ સગોત્રીના કાયદા કાનુનો મુજબ અંતર નથી તો હવે તમારી ફરજ છે કે તમો જે સ્વજ્ઞાતીના વડીલોની ઓલાદ છો તેઓ સાથે દુધ અને પાણી સમાન એકત્ર થઇ જાઓ કોમીયત તેમજ ઇસ્લામી ભ્રાતૃભાવ ભાવનો તમારામાં ઉત્પન્ન કરો અને ઐકયતાની જાલમાં એક બીજા સાથે ગુંથાઇ જાઓ તોજ એમાં તમારી કીર્તિ છે નહીં તો યાદ રાખજો કે આ મુજબ નહી કરશો તો તમારી કોમયતપણાનો શીરાજો એટલે ગ્રંથન છુટો પડીને વીખરાઇ જશે જેથી તમો પારકી કોમના લોકોની દ્રષ્ટિમાં હલકા પડશો, માન આબરૂ ખોઇ બેસસો. કદાચ આખી કોમના લોકોમાંથી દસ પાંચ અણુસમજુ તમોને જુદા સમજતા હોય તો તેના થકી તમે જુદા થઇ શકતા નથી એવા સંકુચિતપણાનું અંતઃકરણ રાખનારાઓ તરફ તમારે લેશ માત્ર પણ લક્ષ આપવું નહી તમારે તો ઉદાર દિલથી કામ કરવાનુ છે. એમાજ લાભોજી લાભ છે.

રાંદેર તથા તેની રચના

૨—વાંચક હું મારા મુળ હેતુથી ઘણોજ વેગળો થઇ ગયો હતો એટલે રાંદેરની રચના વિષેનું લખાણ લખતા લખતા વચ્ચે કેટલિક જાણવાજોગ હકીકત મારા સ્વજ્ઞાતિ બંધુઓની વેળાસર યાદ આવી જવાથી તેમજ મજકુર બાબતની ખચીત આવશ્યકતા હોવાને લીધે રાંદેરની રચના વિષેના લખાણમાં અંતર પડી ગયુ ખેર. તે વિષે વાંચનાર દરગુજર કરશો. રાંદેરની રચના જુના વખતની હોવાને લીધે દરેક ધર્મ તથા સ્વજ્ઞાતીના લોકોનો વસવાટ એક સાથે નથી. દરેક સ્વજ્ઞાતિના લોકો પોત પોતાના વાડમાં વસવાટ કરવાને લીધે ધર્મ સંબંધી તેમજ રૂઢી સંબંધીનો બાધ એક બીજાને થઇ શકતો નથી. કસબાની વસ્તી આસરે દસથી અગ્યાર હજારની ગણાય છે, તેમાં હિન્દુ, મુસલમાનો બન્ને સરખે ભાગે

છે. મુસલમાનોમાં બધા અહલે સુન્નત વલ જમાઅત ધર્મ પાળનાર છે. શીયા, વહાબી ઇત્યાદી ધર્મોમાંથી કોઇ નથી આ જગતની રૂઢી મુજબ મુસલમાનોમાં કેટલીક સ્વજ્ઞાતિના લોકો જુદા જુદા નામોથી ઓળખાય છે. મુખ્ય તો બે પ્રકાર ગણાય છે. વોહરા કૌમ અને મીયાંભાઇ પરંતુ મીયાંભાઇ વાડમાં કેટલીક સ્વજ્ઞાતિના લોકો જુદા જુદા નામે પ્રખ્યાત છે. માલમ લોકો આ લોકો નવૈતાઓના વખતથી અરબ લોકોની ઓલાદમાંથી છે અને એ લોકો ઇમામ શાફી (રહ)ના તરીકા ઉપર ચાલે છે. બીજી સ્વજ્ઞાતિ સીપાઇ અથવા પઠાણના નામથી પ્રખ્યાત છે. ત્રીજી હોડીવાલાઓના નામથી પ્રખ્યાત છે. ચોથી પાંજરીગરના નામથી પાંચમી ગાડીવાનના નામથી છઠ્ઠીમાં પરચુરણ જાતીનો સમાવેસ થાય છે. ફકીરો કસાઇ ખાટકી બવરચી નાનબાઇ તાસતી ઢોલી ઇત્યાદિ વર્ગના લોકો છે.

હિન્દુઓમાં વાણીઆ, બ્રાહ્મણ, કણબી, ઘાંચી, ગોલા, દરજી, સુથાર, કંદોઇ, કાછીઆ, ભાઠીયા, કોલી, ખારવા, માછી, ધોબી, મોચી, કુમાર, ખાલપા, ઢેડ, ભંગી, વગેરા દરેક પોતપોતાના વાડમાં પોતપોતાની સ્વજ્ઞાતિ મંડળના લોકો સાથે વસવાટ કરી રહયા છે એ વતરોક પારસીઓના પણ થોડા ઘણા ઘરો છે તેઓ પણ પોતાના વાડમાં બધા એક સાથેજ રહે છે.

સુરતથી આવનાર મુસાફરને તાપી નદીનો પુલ ઓલંગા પછી રાંદેરના નાકા ઉપર ભાડુતી ગાડીના ટાંગા તેમને રાંદેર લઇ જવા માટે ઉભેલા હોય છે. આ ટાંગાઓની બનાવટ સાધારણ રીત મુજ ઠીક છે. પરદેનસીન બૈરાઓ પણ એમાં મુસાફરી કરી શકે છે. પુલથી રાંદેર સુંધીનો છેટો આસરે દોઢ બે માઇલનો છે. ભાડુતી ગાડીવાલા બેથી ત્રણ આના સુંધી દર માણસ દીઠ ભાડું રાંદેરથી પુલ સુધી અને પુલથી રાંદેર સુધીનું લે છે. શા બાગલમાંથી થઇને ભાડુતી ગાડી જે સ્થાન ઉપર આવીને ઉભી રહે છે. એને હજીરૂ કેવામાં આવે છે. હજીરૂ એ શબ્દ અરબી

ભાષાનો છે. (હજીરાહ) મોટી હે–જોઇ–રે–અને નાની, હે–થી જેનો અર્થ કબરસ્તાનનો કંપાઉન્ડનો થાય છે અને અસલના વખતથી આ જગ્યાના ચારો તરફ કબરસ્તાન આવેલું છે તેના વચ્ચેના મેદાનમાં ગાડી ઉભી રેહવાનુ સ્થાન હાલના વખતમા છે. પરંતુ નામ અસલનાજ વખતનું છે આ ઉપરથી પુરવાર થાય છે કે કેટલાંક અસલના વખતના જે સ્થળોના નામો બોલાતા આવે છે એ હસ્તી ધરાવે છે. આ સ્થળે પશ્ચિમ વિભાગમાં કેટલીક કબરો છે તે તબે તાબેઇનના નામે ઓળખાય છે. નવૈતાઓના કાળ સાથે મેલવતા આ કબરો તાબેઇનની હોય તેમાં કાંઇ પણ શંકા જેવું નથી. હજીરા મેદાન સ્થળના ઉત્તર વિભાગમાં સીપાઇ વાડની શાનદાર મોટી મસજીદ સાંઠથી સી-તેર ફીટ ઉચા મીનારાંવાલી મોગલાઇ ઢપની મસજીદનો સુંદર દેખાવ આવેલો છે. મજકુર મસજીદની દંતકથા ઇતિહાસિક પુસ્તકોમાં એવી રીતે લખી જણાવેલી છે કે મજકુર મસજીદ રાંદેરમાં રાજકર્ત્તા હિન્દુ રાજાનું દેવળ હતું. રાજાએ જયારે આ દેવળનો પાયો નાખતી વખતે જોશિઓને બોલાવી પુછેલું કે મારા પછી આ દેવળ કોના હાથમાં જશે તો જોશિએ વતોરો કાઢીને કહયું કે તમારા પછી આ દેવળ મુસલમાનોના હાથમાં જશે. તે પછી લાંબા કાળ સુધી મુસલમાનોનાજ કબજામાં રહેશે. આ ઉપરથી રાજાએ દેવળની બનાવટ મસજીદના આકાર ઉપર બનાવી એટલા માટે કે મુસલમાનોના હાથમાં જવા પછી પણ એ સ્થળ ઇશ્વરની પ્રાર્થના માટેજ કાયમ રહે એટલે મુસલમાનો એને મસજીદ તરીકે વાપરે તો રાજાની આ સુંદર ઇચ્છાનું ફળ પ્રફુલ્લિત થયું એટલે સને હીજરી (૫૯૧) ના સાલમાં મજકુર દેવલ મસજીદ તરીકે વાપરવામાં આવ્યું. પ્રથમ દેવલ અને હીજરી (૧૧૦) બનેલુ હતું. દેવળની પુરાના વખતની ચીજોનો એકાદ એક વાસ જોવો

હતો. દેવલની જુની ઇમારત હાલમાં દસ બાર વર્ષ ઉપર મોજુદ હતી. સન ૧૩૩૩ હીજરીમાં નવી ઇમારતનુ બાંધકામ કરવામાં આવ્યું છે; મુસલમાનોના હાથમાં મજકુર દેવળ આવ્યાને આઠસોને અઠ્ઠાવન વર્ષ થયાં છે આ ઉપરથી પણ સાબેત થાય છે કે રાંદેર એક ઘણું પુરાનુ અને લાંબા કાળથી ઇસ્લામ ધર્મના તેજોમયથી પ્રકાશ થએલું છે મસજીદનુ જમાઅતખાનુ ઉત્તર અને દક્ષિણ વચ્ચેનુ લંબાણ (૩૧) ફીટ અને ચોડુ પુર્વ અને પશ્ચિમે '(૧૬) જમાતખાનાની ત્રણ બાજુએ ગેલેરી ચોડી ૧૬–૧૬ ફીટની અને લાંબી (૩૩) ફીટની છે. ગેલેરીના તેમજ જમાતખાનાના ત્રણ બાજુએ વળી ફુલપાનનો બગીચો છે. જમાતખાનાના પુર્વ વિભાગમાં સહેન લાંબી (૧૦૦) ફીટ અને ચોડી (૧૬) ફીટ. મજકુર મસજીદના ચારો તરફ સદર રસ્તો આવેલો છે જેથી એની રોનકમાં ઘણો વધારો થઇ ગયો છે. તે પછી આગળ જતા ખાનકાહ શાહ સેફુલ્લા સાહેબની આવે છે. મુગલાઇ વખતમાં બગદાદ શેહરમાં સૈયદ અહમદ કબીર રીફાઇ (રહ) નામના મોટા બુઝુર્ગ થઇ ગયા હતા તેવણની ઓલાદમાંથી કોઇ બુઝુર્ગ મજકુર નામના આવ્યા હતા એવણની બુઝુર્ગી જોઇને મોગલ રાજકર્ત્તાઓ તરફથી જગા જાગીર આપીને ખાનકાહ બનાવી દેવામાં આવ્યું. હાલમાં આ ખાનકાહના સજ્જાદાનશીન જનાબ સૈયદ અબદુરરહીમ (ઉર્ફે) હાજીમીયાં છે. એ પછી આગલ જતા વોહરાવાડ આવે છે વોહરાવાડ પાંચ મોહલ્લા વચ્ચે વસેલું છે. અને એના પાંચે મોહલ્લામાં પાંચં મસજીદો છે. જે એકથી એક ચઢીયાતી છે. અને જોવા લાયક છે. જેમાની સર્વથી મોટી અને જુની મસજીદ સુનારવાડના નામે ઓળખાય છે. એની પ્રથમ સ્થાપના સને હીજરી (૭૯૬)માં થઇ હતી જેને આજે લગભગ (૫૪૮) વર્ષનો વખત વિતવા પામ્યો છે. બીજીવાર એની હાલની જે ઇમારત છે તે સને હીજરી (૧૧૯૦)ના સાલમાં થઇ હતી. જેનું

જમાતખાનું વગર ગેલેરીનું માત્ર એકજ બાજુએ ગેલેરી છે. (૫૬) ફીટ લાંબુ અને પુર્વ પશ્ચિમનો વચ્ચેનો ભાગ ઉંડાણ (૨૬) ફીટ છે. બરઆમદો લાંબો (૪૯) ફીટ અને ચોડો (૧૧) ફીટ તે પછી સહેન લાંબી (૫૫ા) ફીટ અને ચોડી (૧૮) ફીટ છે. તે વતરોક મુસાફરોને સુવા બેસવાની સગવડ તથા ઇસતીનજા માટેની સગવડ ઇત્યાદિ સગવડો સારી છે. મજકુર મસજીદને વોહરા કૌમના પુર્વજો પોતાની યથાશકિત મુજબ તેઓના વખતના પ્રમાણમાં નીભાવ ફન્ડ માટે જે રકમો ઇનાયત કરી ગયા હતા જેની કીંમત આજના વખતમાં છ થી સાત લાખની થાય છે. એવીજ રીતે દરેક વોહરવાડની મસજીદ માટે સમજી લેવું. આ પાંચે મસજીદોનો કારભાર પોતીકી આવક ઉપર ચાલે છે. કોઇની બે હજાર માસિક આમદની છે તો કોઇની હજાર કોઇની પાંચસો ઇત્યાદિ રકમોની માસિક આમદનીની માલેક છે. જેમા દીન પ્રદીન વધારોજ થતો જાય છે. આ છે પુર્વજોની નેક નીયતી તે પછી તેઓની ઓલાદ દર ઓલાદનું પ્રમાણીકપણું.

ચુનાર વાડની મસજીદ પછી જુમ્મા મસજીદનું નંબર છે એ પણ બાદશાહી વખતની પુરાની મસજીદ છે એમાં જહાંગીર શાહે જુમ્માની નમાજ પઢી હતી. તે પછી કુવતે ઇસ્લામ ત્રણ મીનારા અને બે ગુંબધવાલી મસજીદ છે એ પણ જોવા કાબીલ ગુજરાત દેશમાં આગ્રાહના તાજમહેલ સમાન ઇમારત છે. હેતુ એજે નીચે લખી જણાવવા મુજબ જુદા જુદા નામોથી ઓળખાતી કુલ્લે (૧૮) મસજીદો છે.

(૧) પાજરીગરાની (૨) મોટી મસજીદ સીપાઇ વાડની (૩) એના સામે તએ તાબેઇનની નાનકડી મસજીદ છે. (૪) માલમ વાડની (૫) ડેલાની (૬) કસાઇવાડની (૭) કુભારવાડની (૮) મીયાની (૯) ચબુતરાની (૧૦) મુનશીની (૧૧) કીનારાની (૧૨) નગીના મસજીદ વોહરવાડની (૧૩) ચુનારવાડની [૧૪] જુમ્મા તાઇવાડની [૧૫] કુવતે ઇસ્લામ [૧૬] પાછલી ઓલીની [૧૭]



☞ મદ્રેસા આરેફીયા નિસવાન્યા ☜
લીમડાઓળી મુ૦ રાંદેર

મોરા ભાગળની [૧૮] પાઓકવાડની એ વતરોક સાર્વજનિક ધર્મશાળાઓ છે. મતલબ એજે આ નાનકડો કસબો ઇશ્વરની કૃપાથી સર્વે શોભાગ્યમાન થઇ ભરપુર છે.

હું આગલ લખી ગયો હતો કે રાંદેરવાસી વોહરા કૌમના નવજવાનો તથા અઢેડ ઉમરના જે સાહેબો દેશ પ્રદેશમાં સાહસ કરી રહ્યા છે તેઓની જાણવાજોગ લીસ્ટી લખી જણાવીશ. રાંદેરવાસી વહોરા કૌમના જે નવજવાનોમાં સ્વભાવિક રીતે સાહસ પ્રકૃતિનો સમાવેશ છે તેઓ બરાબર પોતાનુ સાહસ કરી રહેલા છે જેઓના સાહસ ઉત્સાહમાં વધારો થવા અર્થે તેઓને ધન્યવાદ આપતા તેઓના મુબારક નામોની લિસ્ટીનો કોઠો લખી જણાવું છું.

બ્રહ્મા દેશ ખાતે રંગુન શહેરમાં
સાહસ કરનાર રાંદેરવાસી
વોહરા કૌમની લીસ્ટી.

(૧) હાસીમ કાસીમ પટેલ કું૦ કાપડના શાહ. વેપારી

(૨) મોહંમદ ઇસમાઇલ આરેફ તથા તેવણના ભત્રિજાઓ સુતરાવ કાપડના શાહ વેપારી

(૩) મી. મોહંમદ ઇબ્રાહીમ અલી મુલ્લા સાહસિક શ્રીમંત જમીનદાર કરોડપતિ.

(૪) મી૦ મોહંમદ કાસમ ભામ સાહેબ. સુકા માંસ તથા તલના તેલના શાહ વેપારી.

(૫) હાજી મોહંમદ યુસુફ સાહેબની કું૦ ગંજીફરાકના શાહ વેપારી

(૬) ટીલી બ્રધર્સ ચીનાઇ રેશમી કાપડના વેપારી

(૭) મી. સ્માર્ટ એન્ડ મુકદદમ ઇંગ્રેજી ભાષાના પુસ્તકોના શાહ વેપારી પુસ્તકાલય ભંડારના એખલા માલેક

(૮) મરહુમ યુસુફ ભરૂચા સાહેબ માજી ખંજાનચી સુરતી ખડા બજારના સાહેબજાદાઓ મોટરગાડીને લગતાં સરસામાનના શાહ વેપારી

(૯) મી. ઇબ્રાહીમ યુસુફ મોદન ફેનસી જાલના વેપારી

(૧૦) મી. ગુલામમહંમદ હાસમ ટીલી સાહેબ સુરતી ખડા બજારમાં રેશમી કાપડના જાણીતા વેપારી છે.

(૧૧) મી. મોહંમદ યુસુફ ઓલા કું૦ અનાજ તથા તેને લગતી બીજી પરચુરણ વસ્તુઓના વેપારી જેવણની એક શાખા અકયાબમાં અને બીજી એનાનજાવમાં છે.

(૧૨) ઇ. એચ. ઇસમાઇલ બ્રધર્સ લોખંડની પેટીઓ તથા વિલાયતી જોડાના વેપારી

(૧૩) મી. યુસુફ ઇબ્રાહીમ મોદન બંદુક તથા તેને લગતાં ફેનસી માલના વેપારી.

(૧૪) મી. ઇસમાઇલ મોહંમદ મોદન તથા તેવણના સાલા મી. ઇબ્રાહીમ બીન હાજી આરેફ અશરફ સાહેબ ઘરોના બાંધ કામના ઇજારદાર.

(૧૫) મી. ઇબ્રાહીમ આજમ અશરફ એવણ પણ ઘરોના ઇજારદાર છે.

(૧૬) આજમ હાસીયા સાહેબ ભાતની મીલના માલેક તથા ચોખાના વેપારી.

(૧૭) મી૦ ગુલામમોહંમદ હાસમ મેહતર તથા તેવણના ભાઇઓ આટો તથા તેલ કાઢવાની મીલ ચલાવે છે.

(૧૮) મી૦ મોહંમદઅલી મોદન કાપડના વહેપારી

(૧૯) મી૦ અબદુર રહેમાન અપોરીયા ઢોરોને લગતી આવાની વસ્તુઓના વેપારી

(૨૦) મી૦ હાસીમ આજમ મુકદદમ બરમીસ મોઢે લગાડવાનો સુગંધી પોડરના વેપારી

(૨૧) મી૦ આજમ ઇબ્રાહીમ નાખુદા ગંજીફરાકના વેપારી

(૨૨) મી૦ આજમ મોહમદ સાહલેભાઇ ટુઇલ તથા ડુઇના વહેપારી

(૨૩) મી૦ મોહંમદ યાકુબઅલી સુતર કાપડના જુના વેપારી

ઉપર લખી જણાવેલા નામો વતનોકના બીજા ઘણા સાહેબો છુટા છવાયા કામો કરે છે જેની પુરી હકીકત હું લખી જણાવવાને મજબુર છું. રંગુન શહેરના વતનોક બ્રહ્માદેશના બીજા મોટા તથા નાના નાના શેહરામાં રાંદેરવાસી વોહરા કૌમના લોકો મોટા તથા નાના પ્રમાણમાં સાહસ કરી રહ્યા છે. તે પછી બ્રહ્માદેશના પડોસમા સીયામ દેશ આવેલું છે. સીયામ દેશની રાજધાની બાંગકોકમાં રાંદેરના શ્રીમન્ત લાખોપતિ શેઠ મી. અહમદ ઇબ્રાહીમ નાના સાહેબ વેપારનો સાહસ કરી રહયાં છે. આ સાહસ એવણના વડીલોના વખતથી ચાલુ આવે છે કે જેઓએ સીયામ રાજાના દરબારમાં અમીર ઓમરાવનો પદ સંપાદન કર્યો હતો એવણ હાલમાં જાવા ખાંડના શાહ વેપારી તેમ (Importer & Exporter) તરીકે કામકાજ કરે છે. તેમજ વડીલોના વખતથી રાજાના દરબારમાં જે કિર્તિ સંપાદન થએલી છે. તેજ મુજબ હાલ બી ચાલુ છે. રાજાને પરદેસ ખાતેથીજ કાંઇ મંગાવવું મુકવું હોય તો એવણની મારફતે મંગાવે છે. વળી એવણની એક શાખા સુરબાયા શહેરમાં પણ છે. ત્યાં એવણના સાહેબજાદા મી૦ હાજી કાસમ-સાહેબ જેવણની ઉમર (૧૮–૧૯) વર્ષની હશે. પોતીકા પિતાની સાથે આટલી નાની ઉમરમાં વેપારમાં જોડાઇને

કામકાજ કરી રહયા છે. એ એક મોટી ખુસીની વાત છે. કોમના હરેક નવ જવાનોને અલ્લાહ પાક આવી નેક તોફીક આપે કે હરેક ધનવાન તેમજ મધ્યમ દરજાના તેમજ ગરીબ વર્ગના સૌ કોઇ વેપારમાં જોડાયલા રહે, કારણકે એમાં અલ્લાહ પાકે ઘણી બરકતનો સમાવેસ કર્યો છે આપણા પુર્વજો જે આગલ વધ્યા અને ધનવાનનું પદ પ્રાપ્ત કર્યું તે પણ વેપારના પ્રતાપે. હું ઉપર જે લીસ્ટી લખી જણાવી ગયો છું તે કાઇ કોઇ કૌમ અથવા સ્વજ્ઞાતીના સાહેબો સાથે પ્રમાણમાં મુકાબલો કરવા અર્થે નહી અને હવે પછી પણ આગલ જતા જે કાંઇ લખી જણાવીશ તે માત્ર ઇતિહાસિક યાદગારી લીધે. બેશક વેપાર એક ઉત્તમ કાર્ય છે અને એના કરનાર નિત્ય સુખાકારી સ્થિતિમાં રહે છે પરંતુ કુદરતનુ નિયમિત બંધારણ સુશોભા ભરેલું જે કાળાકાળથી ચાલતુ આવે છે તે મુજબ થવાની જરૂરત છે અને તે સ્વભાવિક રીતે થતુ જાય છે કોઇને કહેવાની કે સીખવવાની જરૂરત પડતી નથી. બ્રહ્મદેશમા જ્યારે કે બ્રહ્મદેશ વહેશીઆના હાલત એટલે ત્યાંના લોકોમાં માત્ર જંગલીપણું અને જંગલી વસવાટપણાની રૂઢીઓ ચાલુ હતી તે વખતમાં રાંદેરવાસી વોહરા કૌમના પુર્વજોનું વહાણની મુસાફરી પ્રત્યે ત્યાં જવું અને ત્યાંનો સંકટમાં સંકટ શ્રમ પોતાના ઉપર ઉઠાવી લેવો તે પછી કુદરતના નિયમિત બંધારણ મુજબ બ્રિટીશનું રાજ થવું. બ્રહ્મદેશની ખીલવણી થવી ઇત્યાદી બાબતો સંકટ અને શ્રમનું ફળ છે તે પ્રત્યે રાંદેરવાસી વોહરા કૌમના સ્વજ્ઞાતિઓએ જે સંકટો ઝીલ્યા હતાં તેનો બદલો ઇશ્વરે તેના કરમો ફ઼ઝલથી આપ્યો તેઓએ વેપાર કર્યો તેમાં મોટે ભાગે નફો પ્રાપ્ત કર્યો જેનાથી તેઓએ જગા જમીનો ખરીદી જેનુ હાલના વખતમાં દસ ઘણું દામ વધીને તેઓની ઉધરતી ઓલાદ ધનવાન થઇ જેમાંથી કેટલાકો વેપાર નહી કરતાં જગા જમીનોની આવક ઉપર આધાર રાખીને કરકસરથી તેમાં વધારો કરતા રહે છે.

એ પણ એક પ્રકારનો ધંધો જ છે પરંતુ દુકાનદારીના વેપાર સામે નજીવો, જો કે જગા જમીનો અર્થે મોટી મોટી કંપનીઓ ચલાવે છે અને તેના આસરા હેઠલ અને તેની સહાયતાથી કૌમની સુખાકારી તો છે પણ એમાં આગળ વધવાનો ચાન્સ નથી બાંધી આમદની રહે છે. હવે હુ મારા તે હેતુ ઉપર પાછો આવું છું કે કુદરતે નિયમિત બંધારણ સુચોભા ભરેલુ જે કાળાકાળથી આપણામાં સ્વભાવીક રીતે મનુષ્યજાતિમાં સમાવેશ કરેલુ છે તેની રૂએ નિત્ય દરેક સ્વજ્ઞાતિના લોકોને એક પછી એકને ચાન્સ મલવાની જરૂરત છે દરેક વેપારી મંડળના લોકો પ્રથમ વેપાર કરે છે તે પછી તેમાં તેઓ ઉન્નતિની ટોચે ચડે છે એટલે વેપાર વણજમાં ખુબ બહોળો નફો પ્રાપ્ત કરે છે, તે પછી જગા જમીનો ખરીદ કરે છે તે એવા વિચારથી કે ભવિષ્યમાં મારી ઓલાદ દર ઓલાદ એની સહાયતાથી પોતાનું ગુજરાન ચલાવશે અને જો તેમાંથી જે સાહેબે ઇકબાલ હશે તો તે શ્રમ ઉઠાવીને આગળ વધશે અને પોતાના પછીની ઓલાદમાં વધારો કરી જશે. તો પરિસ્થિતી જોતા રાંદેરવાસી વોહરા કૌમની હાલની સ્થિતી તેજ મુજબની છે. કુદરતના કાનુનમાં કોઇનો દખલ નથી જેને ખુદા ઇજત આપે તેને ઇજજત મળે છે. જેને જીલત આપે છે તેને જીલત મળે છે. રંગુન ખાતે રાંદેરવાસી વોહરા કૌમની મોટી મોટી કંપનીઓ ચાલે છે. તે રાંદેરવાસી કૌમના વડીલો સ્થાપી ગયા હતાં જેના ફળ આજે તે તેઓની ઓલાદને મલે છે. રંગુનમાં રાંદેરવાસી વોહરા કૌમના વડીલોએ જે કંપનીઓની સ્થાપના કીધી હતી તે નીચે લખી જણાવવા મુજબના સાલોમા કરેલી હતી.

સુરતી બડા બજાર કંપની સને ૧૮૯૮ ના સાલમાં માસ નવેમબરની તા૦ ૩૦ મીના રોજે જોઇંટ સ્ટોક કંપનીઓના રજીસ્ટ્રાર ઓફીસમાં ડી. એફ. લોનસડેલ અમલદારના વખતમાં થઇ હતી. મજકુર કું૦ ના શેર એકનું દામ તે વખતે

રૂ૦ ૨૫)નું હતું જે ઉપરથી આજ ત્રણ હજારનું શેર એકનું દામ બોલાય છે. અને દીન બદીન એની તરક્કી થતી જાય છે. એના હાલના ડીરેકટરો નીચે કોઠામાં લખી જણાવેલા સાહેબો છે.

(૧) મી૦ મોહમદઆજમ ઇસમાઇલ લગભગ (૧૮) વર્ષના જુના ડીરેકટર છે.

(૨) મી૦ ઇબ્રાહીમ કાસમ પટેલ સાહેબ

(૩) મી૦ આરેફ ઇબ્રાહીમ અશરફ સાહેબ

(૪) મી૦ મોહંમદ ઇસમાઇલ આરેફ સાહેબ

(૫) મી૦ ઇબ્રાહીમ મોહમદ પટેલ બારીસટર એટ. લૉ.

(૬) સેકરેટરી મી૦ મોહંમદ કાસમ ભામ સાહેબ.

(૭) ખજાનચી મી૦ ઇસમાઇલ મોહંમદ મોદન સાહેબ

( આયરન બજાર કંપની લીમીટેડ )

મજકુર કંપની પણ રાંદેરવાસી વોહરા કોમના વડીલોએ સ્થાપન કરેલી અને એનો કારોબાર પણ વધુ કરીને સુરતી બડા બજારના ડીરેકટરોમાંથીજ અમુક ડીરેકટરો ચલાવે છે એના શેર એકનું દામ હાલમાં રૂ૦ ૬૮૦-૭૦૦ સુધી બોલાય છે.

(ભોગલે બજાર કંપની લીમીટેડ.)

સદરહુ બજાર પણ રાંદેરવાસી વોહરા કોમના વડીલોએ સ્થાપન કીધી હતી અને ૧૮૭૩ ના સાલમાં રંગુન ખાતે તા૦ ૨૨ મી અકટોબરના દીવસે રજીસ્ટર્ડ થઇ હતી જોઇંટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રર સફે ૨૯ મે (સહી આર. એ. પેરીઅન રજીસ્ટ્રાર.)

(પજુનદાઉં બજાર કંપની લીમીટેડ.)

મજકુર બજાર પણ રાંદેરવાસી વોહરા કોમના વડીલોએ સ્થાપ્યું હતું ભોગલે બજાર તથા એનો કારોબાર વધુ કરીને આરેફ ફેમલીમાં છે રંગુન તા૦ ૯ મી સપટેમ્બર સને ૧૮૮૦ ના સાલમાં નં૦ ૧૪ જોઇન્ટ સ્ટાક કંપનીના રજીસ્ટ્રાર સફે ૧૪ મે (સહી જે. ઇ. મોલટરી રજીસ્ટ્રાર.) ઉપલી કું૦ ની વતરોક

જગા જમીનો ખેતીવાડીઓ ઓહાલા પ્રમાણમાં રાંદેરવાસીઓની બરમા દેશમાં છે જે ઉપર પણ કેટલાકોનુ ગુજરાન ચાલે છે દુન્યામાં બધાજ વેપારી હોતા નથી તેમજ બધા ધનવાન અને ગરીબ પણ હોતા નથી કુદરતના નિયમિત બંધારણ મુજબ આ જગતનો સર્વે કારભાર ચાલતો રહે છે, પરંતુ જેઓ સાહસ કરનાર છે તે બરાબર પોતાનુ કામ કરતા જાય છે પેહલી કેહતી મુજબ કે પુત્રના લક્ષણ પારણામાંથીજ જણાય આવે છે હોનહાર પીપલકે ચીકને ચીકને પાત હાલ રાંદેરમાં રહીને પોતાના બાળબચ્ચાંની આંખ આગળ વેપાર અર્થે ગુથાયલા છે. જેઓની લીસ્ટી નીચલા કોઠામાં લખી જણાવું છું.

(૧) મી૦ ઇસમાઇલ મોહંમદ અસવાત ઇમારતને લગતા સરસામાન તથા અનાજ વગેરાની દુકાનના શાહ વેપારી.

(૨) મી. ઇબ્રાહીમ મોહમદ સાદિક કટલરી કામના શાહ વેપારી.

(૩) મી૦ અહમદ યુસુફ માલમ સાહેબ મોરીસીઅસ ખાતે પરચુરણ ચાલુ તથા મોસમી માલ મુંબઇ તથા કલકત્તા જઇને સ્ટીમર તૈયાર હોવાથી માલ ચઢાવીને રાંદેરમાં આવી બાલબચ્ચાંઓ સાથે મોજમજા કરતા થઇ જાય છે. શેર બેઠા એકવીસ તે એનું નામ.

(૪) મી૦ ગુલામમોહંમદ અહમદ સીંગાપોરી જાવા, સીંગાપોર, પીનાંગ, બરમા વગેરા દેશમાં સુરતનુ બનેલું દેશી રેશમી કાપડ મોકલાવે છે.

(૫) મી૦ ઇસમાઇલ આજમ આંગડીઆ ઇમારતી કામને લગતી દુકાનના વેપારી.

(૬) અહમદ કાસમ ખપેડી લોખંડ કામની દુકાનના વેપારી.

(૭) મી૦ હાસીમ યુસુફ ભરૂચા સાહેબ સરૈયાને લગતી વસ્તુઓ તથા દરેક જાતના વસાણાઓના શાહ વેપારી.

(૮) મી૦ આજમ કાસમ મુરાદ સુરત હોપપુલ તથા તાપી નદીમાંથી રેતી કાઢવાના ઇજારદાર.

(૯) મી૦ અહમદ બીન હાફેઝ ગુલામમોહંમદ લાલશા ટેબલની ઇંટના શાહ વેપારી.

(૧૦) કુતુબખાના સાહિફીયા વેપારી પુસ્તકાલય ભંડાર માલેક મી૦ મોલવી અબદુરરહીમ સાહેબ.



## રાંદેરવાસી વોહરા કોમમાં થએલા ધાર્મિક વિદ્વાનો.

(૧) મી૦ મોલવી ઇબ્રાહીમ બીન મરહુમ મૌલાના હાફેઝ ઇસમાઇલ રહ૦ સાહેબ રાંદેરી

(૨) મી૦ મોલવી મહંમદ હુસેન બીન મરહુમ મોલાના હાફેઝ ઇસમાઇલ (રહ) સાહેબ.

(૩) મોલવી અબ્દુર રહીમ બીન હઝરત મૌલાના મરહુમ હાજી ગુલામમોહંમદ સાદીક અબુ હનીફા રાંદેરી (રહ)

(૪) મી૦ અહમદ બીન હાજી આરેફ અશરફ સાહેબ મી૦ અહમદ અશરફ સાહેબનાં મોટે ભાગે અરબી ફારસીની પઢાઇ પોતાના વડીલોના મદ્રેસા અશરફીયામાં થઇ હતી તે પછી દેવબંદ જઇ બે વરસ સુધી ફીકાહ હદીસનો દરસ લઇને કાયદેસરની પરિક્ષા આપીને મોલવીની સનંદ પ્રાપ્ત કરી આવ્યા છે.

તે અર્થે હું તેવણુના ખાનદાનના દરેક સભાસદોને મુબારકબાદી આપું છું તેમજ મોલવી અહમદથી પણ આશા રાખુ છું કે એવણુ નિઃસ્વાર્થ રીતે કોઇ પણ પ્રકારની રાખપત રખાપત નહી રાખતા ખાલીસ અલ્લાહને માટે કોમની તેમજ ઇસ્લામની સેવા બજાવશે કારણુ કે એવણુ એક ધનવાનના પુત્ર છે. જેથી લેવા દેવાની બીક રહેશે નહી માટે ખરૂજ બોલશે એ ખુશીની વાત છે કે પૈસાદાર ધાર્મિક વિદ્વાન થાય.

## રાંદેરવાસી વોહરા કોમના સંસારી વિદ્વાનોની લીસ્ટી.

(૧) મી૦ ઇબ્રાહીમ મોહંમદ પટેલ બારિસ્ટર એટલો

(૨) મી૦ ઇબ્રાહીમ હાસીમ મુસાજી બેરિસ્ટર એટલો

(૩) મી૦ ઇબ્રાહીમ ગુલામહુસેન કાસીમ આરેફ મેહતર બેરિસટર એટલો

(૪) મી૦ કાસમ અહમદ સુરમાં બી. એ. એલએલ. બી.

(૫) મી૦ ઇબ્રાહીમ મોહંમદ બામ બી. એ.

(૬) મી૦ આજમ અહમદ બપોરીયા બી. એ.

(૭) મી૦ યુંસુફ આરેફ દાખલી એફ. એ.

(૮) મી૦ અબદુર રહેમાન બપોરીઆ મેટ્રીક.

(૯) મી૦ અહમદ મોહંમદ ઉમરજી મેટ્રીક.

(૧૦) મી૦ કાસમ હાસમ માલમ મેટ્રીક

(૧૧) મી૦ કાસમઅલી બામ મેટ્રીક, મેટ્રીકથી વધુ અભ્યાસ લેવા માટે સુરત સાર્વજનિક કોલેજમાં જાય છે. ખુશીની વાત તો એ છે જે રાંદેરમાં પીપરડીવાલા હાઇસ્કુલ મદ્રેસામાં મેટ્રીક પરિક્ષા આપી પાસ થયા તેમજ હાલમાં બીજા સાહેબ મી૦ કાસમ મોહમદ આજમ ઇસમાઇલ મજકુર મદ્રેસામાં મેટ્રીકની પરિક્ષા દેવા માટે તૈયાર થઇ રહેલા છે. ઇશ્વર ઇચ્છા છે તો ચાલુ વર્ષની પરિક્ષામાં બારમા વિદ્વાન પણ તેયાર થઇ જશે.

## રાંદેરવાસી વોહરા કોમમાં ક્રીકેટના વિનોદ અર્થે જેઓએ નામના મેલવી છે તેઓના નામની લીસ્ટી.

(૧) મુંબઇ પ્રેસીડેનસી ક્રીકેટ રમત ગમતની મેચોમાં ચાંદીના કપો મેલવનાર ખેલાડી મી૦ અહમદ હાજી યુસુફ બોટાવાલા

(૨) મી૦ મોહમદ ઇસમાઇલ શેખ

(૩) કાસમ અહમદ મુરાદ

છેવટે હું ખુદાપાકની દરગાહમાં દુવા ચાહું છું કે આ મારા અદના પુસ્તકને મકબુલે આમ કરીને એમાં જે કાંઇ હક વાતો લખી જણાવેલી છે તે ઉપર અમલ કરવાની તોફીક અતા ફરમાવે આમીન. સર્વ તારીફ અવ્વલ અને આખર ખુદાનેજ માટે છે.

## કોમી કાવ્ય.

જાગો જાગોની, મારા વીરા તમો<br>
વીતી ચાલ્યો છે, બચનો તારો સમો<br>
રાત વિતી ગઇ, પ્રભાતનો વખત આવ્યો<br>
જેણે આળસુ, પથારી મુકી તે ફાવ્યો<br>
મોટા વમળમાં આવ્યું છે, વહાણ સ્વજ્ઞાતીનું<br>
જાગૃત થાઓ હવે સરવે કામ છે જ્ઞાનીનું,<br>
બધા મલી એક સમ્પ થઇ જાઓ,<br>
તમો એક બીજાના અવ્યવ થાઓ,<br>
ત્યારેજ તમો જલદી પાર ઉતારવા પામસો<br>
જ્યારે એક બીજાના હાથ તમો થામસો<br>
સેવકની પણ યાચના છે પરમેશ્વરથી,<br>
નિત્ય રહો બંધુઓ શ્રેષ્ટ આચાર વરથી,

